ॐ

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

પંજાબનિવાસી વૈરાગ્ય તથા જ્ઞાનસંપન્ન કવિવર હરદયાળે મિશ્ર હિન્દુસ્થાની ભાષામાં દોહા, કવિત આદિ છન્દોમાં મુમુક્ષુ જનોના હિતાર્થે "સારૂક્તાવલી" ગ્રન્થ રચેલો છે.

પરોપકાર પરાયણ તથા દયાની મૂર્તિ એવાં **સાધ્વી દિવાળીબાઆએ** પુણ્યભૂમિ નડીઆદમાં, સ્ત્રીવર્ગને આ ગ્રન્થનો પ્રથમ પરિચય સં. ૧૯૮૩ માં કરાવી તેમને યથામતિ અધ્યયન કરાવ્યું.

આ ગ્રન્થની હિન્દુસ્થાની ભાષા હોવાથી સામાન્ય જન-સમાજ તેનો સંપૂર્ણ લાભ પ્રાપ્ત કરી શકતો નથી. એમ લાગવાથી, અને **શ્રી બ્ર. મહારાજશ્રી ગોપાલદાસજીની પરમ કૃપા તથા પરમાત્માની પ્રેરણાથી.** ડાબી બાજુ ઉપર આરંભમાં સારૂક્તાવલીના દુહા–ચોપાઇ, લીટી નીચે સૂક્તાવલીના શ્લોક તથા જમણી બાજુ ઉપર ભાષાન્તર સાથે નવીન સ્વરૂપે, આ પુસ્તક આપના હાથમાં આજે આવે છે. એને

**कंठ धरे जडता हरें, मंगल अंग लगाय ।**

"જિહ્વાગ્રે રાખવાથી બુદ્ધિનું જડપણું દૂર થાય છે અને આચ-રણમાં મૂકવાથી કલ્યાણ થાય છે."

આશા છે કે સનાતન બહેનો તથા બંધુઓ આ ગ્રન્થનું સદ્ગુરુ દ્વારા શ્રવણ, અધ્યયન તથા મનન કરી–અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક પરમાનન્દની પ્રાપ્તિરૂપ સુખનો અનુભવ કરશે. અને ઉદારવૃત્તિથી ધનની સહાય કરનારાઓના આશયને તથા પ્રગટકર્તાના પરિશ્રમને અવશ્ય સફળ કરશે. ॐ तत्सत्

શ્રી વેદાન્ત ભવન–નડીઆદ — પ્રસિદ્ધકર્તા.

# અનુક્રમણિકા







# त्वदीयं वस्तु गोपाल तुभ्यमेव समर्पितम्॥

હે ગોપાલ ( દયાળુ ગુરો, હે પ્રભો ) આ
બધું તમારૂ છે. (માટે) સંસાર
સાગર તરવામાં નૌકારૂપ
એવા આપના ચરણ-
કમળમાં સમર્પણ છે.

---

मेरा मुझमें कुछ नहिं, जो कछु है सो तोर।
तेरा तुझको सौंपते, क्या लगैगा मोर॥

---

ॐ शांतिः शांतिः शांतिः॥





# ત્ર....ણ.



( કલ્યાણ માસિકમાંથી. લેખક "શિવ." )

તીન બાતોંસે સદા બચોઃ–(૧) અપની તારીફ, (૨) દુસરેકી નિન્દા ઔર (૩) પરદોષ દર્શન.

તીન બાતે ધ્યાન રખ કર કરોઃ–૧. ઇશ્વરકા સ્મરણ, ૨. દૂસરોંકા સન્માન, ૩. અપને દોષોંકા દેખના.

તીન બાતેં સદા સોચોઃ–૧. ભગવાનકા પ્રેમ કૈસે પ્રાપ્ત હો ? ૨. દુઃખીયોંકા દુઃખ કૈસે દૂર હો ? ૩. હૃદય પાપ-શૂન્ય કૈસે હો ?

તીન બાતોં પર સદા અમલ કરોઃ–૧. સત્ય, ૨. અહિંસા ઔર ૩. ભગવાનકા નામ–જપ.

તીન બાતોંસે સદા અલગ રહોઃ–૧. પરચર્ચાસે, ૨ વાદ વિવાદસે, ઔર ૩. નેતાગીરીસે.

તીનોં પર સદા દયા કરોઃ–૧. અબલા પર, ૨. પાગલ પર, ઔર ૩. રાહ ભૂલે હુએ પર.

તીનોં પર દયા ન કરોઃ–૧. અપને પાપ પર, ૨ આલસ્ય પર ઔર ૩. ઉચ્છૃઙ્ખલતા પર.

તીનોંકો સદા વશમેં રકખોઃ–૧. મન, ૨. ઉપસ્થ ઇન્દ્રિય, ઔર ૩. જીભ.

**તીનોંકે સદા વશમેં રહોઃ**–૧. ભગવાનકે, ૨. ધર્મકે, ઔર ૩. શુદ્ધ કુલાચારકે.

**તીનોંસે સદા મુક્ત રહોઃ**–૧. અહંકારસે, ૨ મમતાસે ઔર ૩. આસક્તિસે.

**તીનસે સદા સચ્ચે રહોઃ**–૧. ધનસે, ૨. કાછસે, ઔર ૩. જબાનસે.

**તીન પર મમતા કરોઃ**–૧. ઈશ્વર પર, ૨. સદાચાર પર, ઔર ૩. ગરીબોં પર.

**તીનસે સદા ડરતે રહોઃ**–૧. અભિમાનસે, ૨. દમ્ભસે, ઔર ૩. લોભસે.

**તીનકે સામને સદા નમ્ર રહોઃ**–૧. ગુરુ, ૨. માતા, ૩. પિના. વા ૧. ગુરુજન, ૨. વિદ્વાન, ૩. રાજપુરુષ.

**તીનસે સદા પ્રેમ કરોઃ**–૧. ઈશ્વર, ૨. ધર્મ, ઔર ૩. દેશ.

**તીનકો સદા હૃદયમેં રક્ખોઃ**–૧. દયા, ૨ ક્ષમા, આર ૩. વિનય.

**તીનકા સદા સેવન કરોઃ**–૧. સંત, ૨. સત્‌શાસ્ત્ર, ઔર ૩. પવિત્ર ભૂમિ.

**તીનકો હૃદયસેં નિકાલ દોઃ**–૧. રાગ, ૨. દ્વેષ, ૩. મત્સર.

**તીન વ્રતોંકા પાલન કરોઃ**–૧. પરસ્ત્રી સેવનકા ત્યાગ, ૨. પરધનકા ત્યાગ ઔર ૩. અસહાયોંકી સેવા.

તીન ઉપવાસ કરોઃ–૧. એકાદશી, ૨. પૂર્ણિમા, ૩. અમાવાસ્યા.

તીન બાતોંમેં શંકા ન કરોઃ–૧. શાસ્ત્રવચન, ૨. ગુરુવચન, ઔર ૩. શુદ્ધ મનકી પ્રેરણા.

તીનકા ભરણપોષણ કરોઃ–૧. માતા–પિતા, ૨. સ્રી બચ્ચે, ઔર ૩. દીન–દુઃખી.

તીનકા સંગ છોડ દોઃ–૧. વ્યભિચારિકા, ૨. જુઆરીઓંકા ઔર ૩. લબાડીકા.

તીન પ્રકારકે લોગોંસે દૂર રહોઃ–૧. નાસ્તિકસે, ૨. માતા–પિતા–ગુરુકા દ્રોહ કરનેવાલેસે, ઔર ૩. સન્ત પુરુષોંકી નિન્દા કરનેવાલેસે.

તીનકી દશા પર વિશેષ ધ્યાન રક્ખોઃ–૧. વિધવા સ્રી, ૨. અનાથ બાલક ઔર ૩. દબે હુએ ઔર પરાશ્રિત પ્રાણી.

તીનકી આવશ્યક્તાઓં પર વિશેષ ધ્યાન દોઃ–૧. મૂક-પ્રાણી, ૨. સંસારત્યાગી સંન્યાસી, ઔર ૩. કુછ ભી ન માંગનેવાલે અતિથિ.

તીનકી પરવા ન કરોઃ–૧. ધર્મ પાલનકે લિયે કષ્ટકી, ૨. દૂસરોંકે કષ્ટ દૂર કરનેકે લિયે ધનકી ઔર ૩. રોગીકી સેવામેં અપને શરીરકી.

**તીન આદમિયોંકો મત રોકો:**–૧. જલ્દી છૂટનેવાલી રેલમેં ચઢનેકી ઇચ્છાવાલે મુસાફિરકો, ૨. દૂસરોંકી સેવા કરને વાલેકો ઔર ૩. દાતાકો.

**તીન કામોંમેં ખુબ જલ્દી કરો:**–૧. ભજનમેં, ૨. દાનમેં ઔર ૩. શાસ્ત્રકે અભ્યાસમેં.

**તીન કામોંકો ઢીલમેં છોડ દો:**–૧. મુકદ્દમેબાજીકો, ૨. વિવાદકો ઔર ૩. કિસીકે દોષનિર્ણયકો.

**તીન આવેશોંકે સમય કોઇ ભી ક્રિયા કરનેસે રૂક જાઓ:** ૧. ક્રોધકે સમય, ૨. કામવાસનાકે સમય, ઔર ૩. લોભકે સમય.

**તીનોંકા સન્માન કરો:**–૧. વૃદ્ધકા, ૨. બ્રાહ્મણકા, ઔર ૩. નિર્ધનકા.

**તીનોંકા સદા હૃદયસે આદર કરો:**–૧. ભગવાનકે સ્વરૂપકા, ૨. સન્ત–મહાત્માકા, ઔર ૩. સત્શાસ્ત્રકા.

**તીન કામોંકો ખુબ મન લગાકર કરોં**–૧. ભજન, ૨. ભગવાનકા ધ્યાન, ઔર ૩. સત્સંગ.

**તીન આંસુઓંકો પવિત્ર માનો:**–૧. પ્રેમકે, ૨. કરુણાકે, ઔર ૩. સહાનુભૂતિકે.

**તીન આંસુ અપવિત્ર માનો:**–૧. શોકકે, ૨. ક્રોધકે, ઔર ૩. દમ્ભકે.

**તીન બનનેસે બચો:**–૧. મહન્ત, ૨. દીક્ષા દેનેવાલે ગુરુ, ઔર ૩. માલિક.

તીન બનનેમેં સુખ માનોઃ—૧. અજ્ઞાત સેવક, ૨. વ્યર્થ, નિન્દાકા પાત્ર, ઔર ૩. પરસુખકે સાધન.

તીન બાતોંકા દુરાગ્રહ ન કરોઃ—૧. સમ્પ્રદાયકા. ૨. વેષકા, ઔર ૩. અપને મતકા.

તીન બાતોંકા સદા સત્ આગ્રહ રકખોઃ—૧. સત્યકા, ૨. ધર્મકા, ઔર ૩. સચ્ચરિત્રકા.

તીન કામોંસે કમ સમ્પર્ક રકખોઃ—૧. સભાસમિતિ, ૨. અખબાર નવીસી ઔર ૩. દલબન્દી.

તીન ન બનાઓઃ—૧. શિષ્ય, ૨. જમાત, ૩. મઠ.

તીન બનાઓઃ—૧. ધર્મશાલા, ૨. કૂઆ, ૩. દેવમન્દિર.

તીન ચીજેં લગાઓઃ—૧. વૃક્ષ. ૨. પરબ, ૩. અન્નક્ષેત્ર.

તીનોંસે ઘૃણા ન કરોઃ—૧. રોગીસે, ૨. નિર્ધનસે, ઔર ૩. નીચી જાતિવાલેસે.

તીનસે ઘૃણા કરોઃ—૧. પાપસે, ૨. અભિમાનસે, ઔર ૩. મનકી મલિનતાસે.

તીન જગહ ન જાઓઃ—૧. વેશ્યાલય, ૨. જુઆરખાના ઔર ૩. કલાલકે ઘર.

તીન જગહ રોજ જાઓઃ—૧. દેવમન્દિર, ૨. સન્તકી કુટિયા, આર ૩. આજીવિકાકે સ્થાન.

તીનસે મજાક ન કરોઃ—૧. અંગહીનસે, ૨. વિધવા યા અનાથસે, ઔર ૩. દીન—દુઃખી પ્રાણીસે.

તીનકો પ્રતિદિન પ્રણામ કરોઃ—૧. ઈશ્વર, ૨. માતા-પિતા, પતિ આદિ ગુરુજન, ઔર ૩. સન્ત-મહાત્મા, વેદ.

તીન બાતોંકો મનકી ઉન્નતિકે લિયે રોજ નિયમસે કરોઃ ૧. સ્વાધ્યાય, ૨. ધ્યાન, ૩. અપને માનસિક દોષોંકા સ્મરણ.

તીન બાતેં સ્વાસ્થ્યકે લિયે રોજ નિયમસે કરોઃ—૧. શુદ્ધ વાયુમેં ઘુમના, ૨. નિયમિત આહાર-વિહાર ઔર ૩. કુપથ્યકા ત્યાગ.

તીન ચીજોંસે જ્ઞાન મિલતા હૈઃ—૧. શ્રદ્ધા, ૨. તત્પરતા, ઔર ૩. ઇન્દ્રિય સંયમ.

તીન નરકકે દરવાજોંમેં કભી મત ઘુસોઃ—૧. કામ, ૨. ક્રોધ ઔર ૩. લોભ.

તીનઆવશ્યક સાધન કરોઃ—૧. સમતા, ૨. સંયમ, ઔર ૩. સબ પ્રાણિયોંકે હિતકી ચેષ્ટા.

તીનકો ગુરુ ન બનાઓઃ—૧. સ્ત્રી સેવીકો, ૨. ધનકે લાલચીકો ઔર ૩. દાંભિકકો.

તીનકા ચિન્તન ન કરોઃ—૧. સ્ત્રીકા, ૨. ધનકા, ઔર ૩. નાસ્તિકકા.

તીનકા ચિન્તન નિત્ય કરોઃ—૧. ભગવાન્‌કા, ૨. સન્તવાણિકા, ઔર ૩. વૈરાગ્યકા-મરણકા.

**તીન મુખ્ય સાધન કરોઃ**–૧. વૈરાગ્ય, ૨. અભ્યાસ, ઔર ૩. ભગવાનકી કૃપા પર વિશ્વાસ.

**તીન મહાન્ શકિતયોંકા આશ્રય ગ્રહણ કરોઃ**–૧. ભગવાનકી શરણાગતિ, ૨. ભગવત્કૃપા; ઔર ૩. આત્મશક્તિ.

**તીન પર વિશ્વાસ કરોઃ**–૧. ભગવાનકી દયા પર, ૨. આત્માકી શક્તિ પર, ઔર ૩. સત્ય, શુદ્ધ આચરણ પર.

**તીન પર આસ્થા ન કરોઃ**–૧. કૂટનીતિ પર, ૨. દુરાચાર પર, ઔર ૩. અસત્ય પર.

**તીન બાતોંકો ભૂલ જાઓઃ**–૧. અપને દ્વારા કિયા હુઆ કિસીકા ઉપકાર, ૨. દૂસરેકે દ્વારા કિયા હુઆ અપના અપકાર, ઔર ૩. ધન, માન, સાધન આદિકે કારણ અપની ઊંચી સ્થિતિ.

**તીન બાતોંકો યાદ રક્ખોઃ**–૧. અપને દ્વારા કી હુઇ દુસરેકી બુરાઈ, ૨. દૂસરેકે દ્વારા કિયા હુઆ અપના ઉપકાર, ઔર ૩. ધન, માન, જીવન આદિ સબ અનિત્ય ઔર વિનાશ હોનેવાલે હૈ યહ નિશ્ચય.

**તીન ન બનોઃ**–૧. કૃતઘ્ન, ૨. દામ્ભિક, ૩. નાસ્તિક.

**તીન બનોઃ**–૧. નમ્ર, ૨. સરલ, ૩. ઈશ્વરમેં વિશ્વાસી.

**તીનકા આશ્રય કરોઃ**–૧.' ઈશ્વરકા, ૨. આત્માકા, ઔર ૩. નિરાભિમાન પુરુષાર્થકા.

**તીન બાતોંકો મત દેખોઃ**—૧. અપને ગુણ, ૨. દૂસરોંકે દોષ, ઔર ૩. જીવોંકી રતિક્રીડા.

**તીન બાતોંકો દેખોઃ**—૧. અપને દોષ, ૨. દૂસરોંકે ગુણ, ૩. મહાત્માઓંકે આદર્શ ત્યાગપૂર્ણ આચરણ.

**તીનકા ખંડન ન કરોઃ**—૧. દૂસરેંકે ઇષ્ટકા, ૨. દૂસરેંકે શાસ્ત્રકા ઔર ૩. અપને નિશ્ચયકા.

**તીનકા મંડન ન કરોઃ**—૧. કેવલ પ્રારબ્ધકા, ૨. અકર્મ-ણ્યતાકા ઔર ૩. શાસ્ત્રવિરોધી આચરણકા.

**તીન પ્રકારકે વચન બોલોઃ**—૧. સત્ય, ૨. હિતકારી, ૩. મધુર.

**તીન પ્રકારકે વચન ન બોલોઃ**—૧. અસત્ય, ૨. અનિષ્ટ કરનેવાલે, ઔર ૩. કડુએ.

**તીન બાતોંકે લીયે જબાન ખોલો**—:-૧. ભગવદ્ ગુણાનુવાદ ૨. આવશ્યક સત્ય વચન, ઔર ૩. પરોપકાર.

**તીનસે સદા સ્નેહપૂર્ણ વર્તાવ કરોઃ**—૧. અપની પત્નીસે, ૨. અપને આધીન કર્મચારિયોંસે.

**તીનકી સેવામેં અપના સૌભાગ્ય સમઝોઃ**—૧. માતા, પિતાકી, ૨. સન્ત—મહાત્માકી, ૩. દુઃખી જીવોંકી.

**તીનકી સેવામેં આવશ્યકતા હોને પર ભી સંકોચ ન કરોઃ**—૧. મિત્રકી, ૨. અપની પત્નીકી, ૩. અતિથિકી.

તીન બાતોંકો ગુપ્ત રક્ખોઃ—૧. સાધન, ૨. ધન, ૩. મૈથુન,
તીન બાતોંકો પ્રગટ કર દોઃ—૧. અપને પાપ, ૨. દૂસરેંકે ગુણ, ઔર ૩. પરોપકારકે સાધન.
તીન બાતોંકો મત ખોલોઃ—૧. પરાયા છિદ્ર યા ઐસી બાત જિસસે કિસિકા અનિષ્ટ હોતા હો, ૨. અપને પુણ્યકી બાત ઔર ૩. ગુપ્ત શુભ મન્ત્રણા.
તીનોંકો સિર ચઢાકર સુખી હોઓઃ—૧. મહા પુરુષો ઔર ભક્તોંકી ચરણરજ, ૨. તીર્થજલ, ૩. અપની નિન્દા.
તીનકો પાકર ફલો ન ફુલોઃ—૧. માન, ૨. પરનિન્દા, ઔર ૩. અપની બડાઈ.
તીનકી કામનામેં ન ફસો.—૧. ધન, ૨. પુત્ર, ૩. સન્માન.



## ગુરુ—સદ્‌ગુરુ લક્ષણ (દાસબોધમાંથી)

જે જે જ્ઞાતિનો જે જે વ્યાપાર હોય તે તે ઉદરપોષણને માટે શિખવનારાઓ ગુરુ કહેવાય છે. માતા પિતા પણ ગુરુ જ છે. ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કહેનાર કુલગુરુ કહેવાય છે. પણ જે જ્ઞાન વિના સંસાર સાગર તરી જવાય એમ નથી તે જ્ઞાનદાતા તો સદ્‌ગુરુ છે. જે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરે, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે, જીવાત્મા તથા

પરમાત્માનું, જીવ-શિવનું, ઇશ્વર તથા ભક્તનું ઐકય કરી દે તે જ સદ્ગુરુ છે. × × × તેમનામાં શુદ્ધ બ્રહ્મજ્ઞાન હોવું જોઈ એ, નિશ્ચયપૂર્વક અંતઃકરણનું સમાધાન થએલું હોય, તેમણે સ્વરૂપ સ્થિતિ સાધ્ય કરેલી હોવી જોઈએ; પ્રબળ વૈરાગ્યવાળા, ઉદાસીન વૃત્તિવાળા, તથા સ્વધર્માચરણ વિષે નિર્મળ હોવા જોઇએ. × × × જે જે ઉત્તમ ગુણો છે તે સર્વ સદ્ગુરુમાં હોવા જોઈએ. × × એક ગુરુ જ માત્ર હોય છે, એક મંત્ર ગુરુ હોય છે, એક યંત્ર ગુરુ હોય છે, એક તંત્ર ગુરુ હોય છે, કોઈ ઉસ્તાદને પણ ગુરુ કહે છે, એક વિદ્યાગુરુ કહેવાય છે, એક કુવિદ્યાગુરુ કહેવાય છે, કોઈ અસદ્-ગુરુ કહેવાય છે, અને કોઈ જાતિને દંડ દેનાર જાતિગુરુ હોય છે. એક માતા ગુરુ; એક પિતા ગુરુ, એક રાજા ગુરુ, એક દેવગુરુ, અને એક સર્વ કળાઓને જાણનાર જગદ્ગુરુ કહેવાય છે. આમ ૧૭ પ્રકારના ગુરુઓ કહ્યા છે. તે સિવાય એક સ્વપ્ન ગુરુ, એક દીક્ષા ગુરુ, એક પ્રતિમા ગુરુ અને એક પોતે જ પોતાનો ગુરુ કહેવાય છે. આમ ગુરુઓ અનેક થઈ જાય છે. પરન્તુ મોક્ષદાતા ગુરુ તો જુદા જ હોય છે. **જેમનામાં સદ્વિદ્યાના અનેક સદ્ગુણો હોય છે અને જેઓ દયાળુ હોય તેઓજ સાચા સદ્ગુરુ છે એમ જાણવું.**

(દશક ૫. સમાસ ૨ જો)

---

## ગરબી.

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ;
તે કરે ચહાય તે કામ, આપણ તો મરીએ. મોટા–ટેક
રુધિર માંસને ભોગે ભવાની, આપણે હઠીએ ત્યાંથી રે;
સિંહ ચઢી દાનવ દળવા એ, કાં'ઢીએ તે બળ કયાંથી. કૃતિ૦
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ, કોઈ કહે નહિં મેલો રે;
તે જોઈને તું તેમ કરીશ, તો સર્વે કહેશે ઘેલો. કૃતિ૦
કલેશ પ્રિય નારદને છે જોઈ, રખે તું ઘેલાં કહાડે રે;
તેનો સંગ ભવભયભંજન ને, તારો સંગ ભવ પાડે. કૃતિ૦
અસુર પ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશો રે;
દિવ્ય હતી મૃતસંજીવન–વિદ્યા વેળા પછી રોશો. કૃતિ૦
કુંતા કૃષ્ણા પંચ પતિ પણ, સતી શિરોમણી કહાવે રે;
તેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચે નર્કમાં જાવે. કૃતિ૦
શંકર સ્વામીનું જોઈ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધા રે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ૦
જવની રાખી જગન્નાથ પંડિત, તે તો સહજ બની આવે રે;
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતિ૦
મહેતે અનામિકને ઘેર ઓચ્છવ, કીધો તે નવ જોઇએ રે;
હરિએ હાર મહેતાને આપ્યો, તે વેળા પત ખોઇએ. કૃતિ૦
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારી રે;
મોટાની ગતિ મોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ૦

(દયારામ કૃત)

श्री कृष्ण भगवान




यदा यदा ही धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानम् धर्मस्य तदात्मानं सृजाम्यहम्॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे॥



॥ श्री गणेशाय नमः ॥

॥ श्री सद्गुरुवे नमः ॥

॥ श्री हरिः ॥

કવિવર હરદયાળ કૃત

# સારૂકતાવલી ગુજરાતી અર્થ સહિત

તથા પંડિત ગુરુપ્રસાદ સંગૃહિત

# સૂકતાવલી

॥ यतो धर्मस्ततो जयः ॥

## જ્યાં ધર્મ છે ત્યાંજ વિજય છે.

### બે વસ્તુ યાદ રાખો:—

(૧) અહિ હંમેશ રહેવાનું નથી.

(૨) અહિંથી જતાં કશું સાથે લઇ જવાનું નથી.

ॐ

श्री सद्‌गुरवे नमः।

अथ

# सारूक्तावली सहिता सूक्तावली।



श्रीपति प्रथम नमामि मम, योगी हृदय निवास।
भोगी हृदय उदास जो, वे मम सुमति प्रकाश ॥ १ ॥

दुवैया छंद।

गणपति नृपवद् भक्तप्रजाके, नमो कर्णकर अंगीकार।
कामचोर विघ्नी बुध [1]शशिके, प्रतिदिन करहै तासु प्रहार।
हृदयनिकेत समाधि विभूति, करुणाकरि करि है विस्तार।
तातैं मैं तिहिं करुणाकरको, करों अनेक प्रकार जुहार ॥ २ ॥

भुजंग प्रयात छंद।

नमो शारदा मात, विद्या प्रदैनी।
करों मेध्य मेधा, यथा कं त्रिवेनी।
करो नष्ट मोहादि, शान्त्यादि दीजै।
हरो आपकारी, हृदय धाम कीजै ॥ ३ ॥

दोहा—अथ श्री सारूक्तावली, भाषाकृत हरद्याल।
वर्ण अर्थके दीपको, बुधजन पढो संभाल ॥ ४ ॥

---

१ शस्य=खेती.

ॐ

# શ્રી સારસ્વતાવલીના ગુજરાતી અર્થઃ—

અર્થઃ—માયાના પતિ એવા ભગવાનને પ્રથમ હું નમસ્કાર કરું છું; જે ભગવાન યોગીઓના હૃદયમાં વાસ કરે છે. સંસારીઓનાં હૃદયમાં ( વ્યાપક રૂપે હોવા છતાં ) ઉદાસ સ્વરૂપે રહેલા તે ભગવાન મારી સન્મતિને સચેત રાખો. ૧

અર્થ—જેમ ( કોઇ ) રાજા પોતાની પ્રજા પાસેથી અનાજ રૂપી કર લઇને, પ્રજાની ખેતીમાં વિઘ્ન કરનાર ચોરોને હંમેશાં શિક્ષા કરે છે તેમ શ્રી ગણપતિ ભક્તોના નમસ્કાર ( રૂપી કર ) નો સ્વીકાર કરીને, ભક્તોની બુદ્ધિમાં વિઘ્ન નાખનાર કામક્રોધાદિક ચોરોને હંમેશાં શિક્ષા કરે છે; જેમ રાજા પોતાની પ્રજાની સમૃદ્ધિનો વધારો કરે છે તેમ શ્રી ગણપતિ સમાધિ રૂપી સંપત્તિનો, ભક્તજનોના હૃદયમાં વાસ કરી કૃપા કરીને વધારો કરે છે. આ કારણથી તે કૃપાળુ શ્રી ગણપતિને અનેક પ્રકારે હું નમસ્કાર કરું છું ૨

અથ:—વિદ્યા આપવાવાળાં હે શારદા માતા, તમને નમસ્કાર ( હો ). જેમ ત્રિવેણીનું જળ ( દર્શન, સ્પર્શ, આચમન તથા સ્નાન કરવાથી ) પવિત્ર કરનારુ છે તેમ મારી બુદ્ધિ પવિત્ર કરો; મોહાદિનો નાશ કરી, શાન્તિ વિગેરે સદ્ગુણો આપો; તથા હૃદયમાં વાસ કરી ( સર્વ ) દુઃખોનું હરણ કરો ૩

અર્થઃ-હવે શ્રી હરદયાળ મહાત્માએ ભાષામાં લખેલી શ્રી સારસ્વતાવલીનો આરંભ થાય છે. હે બુદ્ધિવાન જનો ! તેમાંના અક્ષરો અને તેના અર્થમાના દોષને ( કાઢી નાખી ) વિચારપૂર્વક ભણો. ૪

नवघट द्वैशत मूलवृत, पंद्रस तिहिं अध्याय।
कंठ धरै जडता हरै, मंगल अंग लगाय ॥ ५ ॥

भाषा सारूक्तावली, सूक्तावली जो मूल।
केचिद् भाषै सभाजित, तृतिय नाम अनुकूल ॥ ६ ॥

छप्पो—धर्म सर्व सुख खान, जान सबको हितकारी।[१]
धर्म धरैं बुधिमान, निरंतर चित्तमँझारी।
धर्म शान्तिसुख हेतु, निखिल किल कलिमल खोवत
तीन देवके देश धर्मकरि प्रापत होवत।
दशअष्टनरक कुष्टनि विषे, धर्म विमुख नर नीत गम।
है धर्म सार संसारमें तातैं धर्म नमामि मम ॥ ७ ॥

आन सुहृद नहिं धर्म विना जन।
संतजननको सही धर्म धन।
धर्म धरौं मैं नित चित अंतर।
मोहि पाले है धर्म निरंतर ॥ ८ ॥

---

१ धर्मः सर्वसुखाकरो हितकरो, धर्मं बुधाश्चिन्वते।
धर्मेणैव समाप्यते शिवसुखं, धर्माय तस्मै नमः।
धर्मान्नास्ति परः सुहृद्भवभृतां, धर्मस्य तत्त्वं परम्।
धर्मं चित्तमहं दधे सुमनसा, हे धर्म मां पालय ॥ ७ ॥

અર્થ:-આ પુસ્તકમાં બસોમાં નવ ઓછા (૧૯૧) મૂળ વૃત્તો (છંદો) છે, તેમાં પંદર અધ્યાય છે, જે મનુષ્ય તેમને કંઠે કરે (મોંઢે રાખે) તેની બુદ્ધિમાંથી જડપણું નાશ થાય; અને જે આચરણમાં મૂકે તેનું કલ્યાણ થાય. ૫.

અર્થ:-ભાષામાં લખેલા પુસ્તકને **સારૂક્તાવલી** કહે છે. અને જે મૂળ સંસ્કૃતમાં છે તેને **સૂક્તાવલી** કહે છે; કોઈક તેને **સભાજિત** કહે છે. ત્રણેય નામ યોગ્ય છે. ૬

અર્થ:-ધર્મ સર્વે સુખની ખાણ છે. તેને સર્વેનું કલ્યાણ કરવાવાળો જાણો. બુદ્ધિમાન પુરુષો હંમેશાં ધર્મને ચિત્તમાં રાખે (ચિંતન કરે); ધર્મ શાન્તિ અને સુખનો હેતુ છે તથા કળિયુગના સર્વ પાપનો અવશ્ય નાશ કરે છે; ધર્મ વડે ત્રણ દેવોના દેશ (બ્રહ્મલોક, વૈકુંઠ તથા કૈલાસ) પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય ધર્મથી હંમેશ વિમુખ છે (ધર્મ પ્રમાણે આચરણ કરતો નથી) તે નરકના અરાઢ કુંડમાં પડે છે. આ સંસારમાં સાર વસ્તુ "ધર્મ" છે માટે હું ધર્મને નમસ્કાર કરું છું. ૭

અર્થ:-હે ભાઈ! ધર્મ સિવાય બીજો કોઈ "સુહૃદ" નથી; સંતપુરુષોનું તો તે ધર્મજ ધન છે; હું હંમેશાં ચિત્તમાં ધર્મનું જ ચિંતવન કરું છું; ધર્મ હંમેશાં મારું રક્ષણ કરે છે. ૮

ॐ

अध्याय १ लो

अथ प्रथमे दश छन्द करी, वरण्यो धर्म मनाक्।
धर्म स्वरूप निमित्त वृद्धि, इस्थिति नष्ट विपाक॥
क्षमा अहिंसा दया मृदु, सत्यवचन तप दान।
शील शौच तृष्णाविना, धर्मलिंग दश जान॥ १॥

उपजे धर्म वाक्य सतकरि अति।
दया दान करि धर्म वधै निति॥
इस्थिति धर्म क्षमाके संगा।
धर्म क्रोध करि होत विभंगा॥ २॥

शुभ कुल जन्म सुरूप तनु भूप भोग संपत्ति।
पंडित देह अरोग पुनि धर्म जान फल सत्ति॥३॥

चौपाई—धर्म मीति नित वेद विचारे।
उत्तम दान स्वभाव जु धारे॥
इंद्रिय अर्थ विराग हि मन जिहिं।
जिहिं इह प्रापति सफल जन्म तिहिं॥ ४॥

---

धर्मस्य तस्य लिंगानि दया क्षांतिरहिंसनम्।
तपो दानं च शीलं च सत्यं शौचं वितृष्णता॥ १॥
सत्यादुत्पद्यते धर्मो दयादानाद्विवर्द्धते।
क्षमया तिष्ठते धर्मः क्रोधाद्धर्मो विनश्यति॥ २॥
राज्यं च संपदा भोगाः कुले जन्म सुरूपता।
पाण्डित्यमायुरारोग्यं धर्मस्यैतत्फलं विदुः॥ ३॥

ॐ

# અધ્યય ૧ લો

અર્થઃ-પહેલા અધ્યાયમાં દસ છન્દથી ધર્મનું સ્વરૂપ, ધર્મનું કારણ, શાનાથી તે વધે, ટકી રહે તથા નાશ થાય અને ધર્મનું પરિણામ એ બધું લગાર લગાર વર્ણવ્યું છે.

અર્થઃ-ક્ષમા, અહિંસા, દયા, કોમળતા, સાચું બોલવું, તપ, દાન, શીલ (ચારિત્ર્ય), પવિત્રતા અને તૃષ્ણારહિતપણું એ દસને ધર્મનાં ચિન્હો જાણો. ૧

અર્થઃ-સત્ય વચન બોલવાથી ધર્મની ઉત્પત્તિ થાય છે; દયા તથા દાન કરવાથી ધર્મ હમેશાં વધે છે; ક્ષમા રાખવાથી ધર્મ ટકી રહે છે અને ક્રોધ કરવાથી ધર્મનો નાશ થાય છે. ૨

અર્થઃ-સારા કૂળમાં જન્મ, સુંદર શરીર, રાજાના જેવી સંપત્તિ તથા (અનેક પ્રકારના) ભોગ, વિદ્યાવાળો તથા રોગરહિત દેહ : એ (બધું) ધર્મનું ફળ છે એમ જાણો. ૩

અર્થઃ-હંમેશાં ધર્મ ઉપર જેની પ્રીતિ છે; (તથા) જે વેદનો વિચાર કરે છે; જેનો દાન આપવા રૂપી ઉત્તમ સ્વભાવ છે; વળી જેના મનમાં ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય છે : આટલી વસ્તુઓ જેણે પ્રાપ્ત કરી છે તેનો જન્મ સફળ છે. ૪

इन्दु विना ज्यों मन्द निशि मन्द कंज बिन ताल।
जीव मन्द त्यों धर्म विन ताते धर्म न टाल ॥ ५ ॥
सम संतोष न और सुख तप न क्षमासम जान।
ब्रह्म ज्ञान सम दान नहिं धर्म न दया समान ॥ ६ ॥
चारो फलमें एकभी उपजे हृदय न जासु।
अजागलेके कुचनिज्यों जन्म व्यर्थ है तासु ॥ ७ ॥
धर्म परम पारस अहै जो दायक फल चार।
ताते ज्यों त्यों धर्मको धरे जु बुद्धि उदार ॥ ८ ॥

कवित

नाग शोभे मदकर नीर शोभे इंदीवर।
रैन शोभे हिमकर नारी शील रतिते ॥
शोभत तुरंग जव धाम शोभे उतसव।
शोभे व्याकरण रव नदी हंस गतिते ॥
सभा शोभे विद्यावान कुल शोभे सुसंतान।
पाणि शोभे करै दान क्षिति क्षितिपतिते ॥
मूढ शोभे करै मौन शिखी शोभे परै हौन।
शोभे अतिशय त्रिभौन धरमी सुमतिते ॥ ९ ॥

---

धर्मे रागः श्रुतेश्चिंता दाने व्यसनमुत्तमम्।
इन्द्रियार्थेषु वैराग्यं संप्राप्तं जन्मनः फलम् ॥ ४ ॥
यथा चंद्रं विना रात्रिः कमलेन सरोवरम्।
तथा न शोभते जीवो विना धर्मेण सर्वथा ॥ ५ ॥

અર્થ:-જેમ ચંદ્ર સિવાય રાત્રિ શોભતી નથી અને કમળ વગરનું તળાવ શોભતું નથી, તેમ ધર્મ સિવાય જીવ શોભતો નથી; માટે ધર્મનો ત્યાગ ન કરો. ૫

અર્થ:-સંતોષ સમાન બીજું કોઇ સુખ નથી, ક્ષમા સમાન બીજું કોઇ તપ નથી; બ્રહ્મવિદ્યાના દાન સમાન બીજું કોઈ દાન નથી; અને દયા સમાન બીજો કોઈ ધર્મ નથી; એ ( નક્કી ) જાણો. ૬

અર્થ:-( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) એ ચાર ફળમાંથી એક પણ જેના હૃદયમાં પ્રાપ્ત થયું નથી તે ( મનુષ્ય ) નો જન્મ બકરીના ગળા ઉપરના આંચળની જેમ નકામો છે ૭

અર્થ:-ચારે ફળ આપનાર જે ધર્મ ( તે ) ઉત્તમ પારસમણિ છે. તેથી જેમની વિવેકવાળી બુદ્ધિ છે તેઓ ગમે તેમ કરીને પણ ધર્મનું પાલન કરે છે ૮

અર્થ:-હાથી મદ ઝરવાથી શોભે છે; જળ ઉત્તમ કમળોથી શોભે છે; રાત્રિ ચંદ્રમાથી શોભે છે; સ્ત્રી ચારિત્ર્ય તથા પતિ ઉપર પ્રીતિથી શોભે છે; ઘોડો ચાલવાથી શોભે છે; ઘર ઉત્સવથી શોભે છે; વાણી વ્યાકરણથી શોભે છે; નદી હંસની પેઠે ધીમી ગતિથી શોભે છે; સભા વિદ્વાનોથી શોભે છે; કૂળ સારાં સંતાનોથી શોભે છે; હાથ દાન કરવાથી શોભે છે; પૃથ્વી રાજાથી શોભે છે; મૂર્ખા મૌન રાખવાથી શોભે છે; અગ્નિ હોમાદિથી શોભે છે; અને ધર્મ કરવાવાળો પવિત્ર બુદ્ધિ વડે ત્રણે લોકમાં અતિશય શોભે છે. ૯

सुखी दुःखी नर जगतमें धर्म करै सब कोइ ।
सुखी करै तब सुख बढै दुःखी करै दुःख खोइ ॥ १० ॥
सप्त दोहे द्वय चौपई उत्तम एक कवित्त ।
दशौं छन्द आनन्दमय बसैं जिसे नित चित्त ॥ १ ॥
इति श्रीसारूक्तावली तासु प्रथम अध्याय ।
धर्म निरूप्यो ताहिमें कविहरदयाल सुभाय ॥ २ ॥



अध्याय २ जो

गुरुकी कीरति दूसरे सात श्लोक उचार ।
जाके सुने अध्ययनते होहिं त्रिताप प्रहार ॥
द्रव्य खरच सत्पात्रमें जन्म जाय गुरुसेव ।
हरि सुमिरणमहँ चित्त जिहिं वह पंडित श्रुति भेव ॥१॥

---

शान्तेः समं तपो नास्ति संतोषान्नापरं सुखम् ।
नास्ति विद्यासमं दानं नास्ति धर्मो दयापरः ॥ ६ ॥
धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न जायते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ ७ ॥
धर्मः पार्श्वे हि वै नित्यं चतुर्वर्ग फलप्रदः ।
अतो यथा तथा धर्मं धारयेद् बुद्धिमान्नरः ॥ ८ ॥
नागो भाति मदेन कं जलरुहैः पूर्णेन्दुना शर्वरी ।
शीलेन प्रमदा जवेन तुरगो नित्योत्सवैर्मंदिरम् ॥

અર્થ—જગતમાં સુખી તથા દુઃખી સર્વ પ્રકારના મનુષ્યો ધર્મ કરે છે. સુખી મનુષ્ય ધર્મ કરે તો તેનું સુખ વધે છે અને દુઃખી, ધર્મ કરે તો તેના દુઃખનો નાશ થાય છે. ૧૦

અર્થ:—સાત દોહરા, બે ચોપાઈ, એક સરસ કવિત્ત: એમ દસે છન્દો નિત જેના ચિત્તમાં રમણ કરી રહે તેને આનન્દ આપવાવાળા છે. ૧

અર્થ:—આ પ્રમાણે હે સુંદર સ્વભાવવાળા ભાઈ! હરદયાળ કવિએ શ્રી સારૂક્તાવલીનો પહેલો અધ્યાય જેમાં ધર્મનું (કંઈક) વર્ણન કર્યું છે તે પૂરો કર્યો. ૨

ॐ

## અધ્યાય ૨ જો.

અર્થ:—આ બીજા અધ્યાયમાં સાત શ્લોકથી શ્રીગુરુજીની સ્તુતિ કરી છે, જે સાંભળવાથી તથા અભ્યાસ કરવાથી ત્રણ પ્રકારનાં દુઃખ નાશ પામે છે.

અર્થ:—જેનું દ્રવ્ય સુપાત્રમાં વપરાય છે, જેનું આયુષ્ય ગુરુસેવામાં વ્યતીત થાય છે; જેનું ચિત્ત હરિ સ્મરણમાં (મસ્ત) છે, તે શ્રુતિને અનુસરી પંડિત ગણાય છે. ૧ (લેવ=સ્વરૂપ)

ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે;
નાના મોટા હરિના ઘાટ, કોઈ સૂક્ષ્મ ને કોઇ વૈરાટ,
હરિને જોતાં 'હું'પદ ગળે, ટટ્ટા ટેક જનમનો ટળે.

चौपाई

पूछै गुरुते शुभ शिष तद्यपि।
ज्ञानवंत होवै निज यद्यपि॥
गुरु निश्चययुत वचन धरे जब।
देहिं शिष्यको परम शांति तब ॥ २ ॥

तोटकछन्द

गुरु कीरतिको अपरोक्ष करै।
यशबांधवमीत परोक्ष ररै॥
भृत दास जसे करमांत गहै।
अबला सुत आप कबी न कहै ॥ ३ ॥

तजि गुरु मंत्र दरिद्र है गुरु हि अवज्ञा घात।
त्यागि देत गुरु मंत्र जो सिद्धभि नरक हि जात ॥४॥

तोटक—गुरुके धनको जन जो हरि है।
हत तेज विभूति दुखी मर है॥
धर्मादि टरैं नरके सुपरैं।
उपजं पुनि ते श्वपचादि घरैं॥ ५ ॥

---

वाणी व्याकरणेन हंस मिथुनैर्नद्यः समा पण्डितैः।
सत्पुत्रेण कुलं नृपेण वसुधा लोकत्रयं धार्मिकैः॥ ९ ॥
दुःखितस्य दुःखितस्य च संसारे धर्म एव तत्र कार्यः।
सुखितस्य तदभिवृद्धये दुःख भुजस्तदुपघाताय ॥ १० ॥

અર્થ:-જો શિષ્ય પોતે જ્ઞાનવાન હોય, (શબ્દાર્થ સમજી શકતો હોય) તો પણ વિવેકી શિષ્ય ગુરુને પૂછે; જ્યારે ગુરુનાં નિશ્ચયવાળાં વાક્યો (પોતે જે જાણે છે તેની સાથે સરખાવી) અંતઃકરણમાં સ્થિર રાખે ત્યારે તે શિષ્યને પરમ શાંતિ થાય. ૨

અર્થ:-ગુરુની સ્તુતિ ગુરુના સાંભળતાં પ્રત્યક્ષ કરે; બંધુઓ અને મિત્રોનાં વખાણ તેમની ગેરહાજરીમાં કરે; નોકર તથા ચાકરનાં વખાણ કાર્ય પૂરૂં થયા પછી કરે; પણ સ્ત્રી અને પુત્રનાં વખાણ તો કદિ ન કરે. ૩

અર્થ:-ગુરુનો મંત્ર છોડી દેવાથી દરિદ્ર થવાય છે; ગુરુનો તિરસ્કાર (અનાદર) કરવાથી મૃત્યુ થાય છે; અને જે, ગુરુનો ઉપદેશ ત્યાગ કરનારો છે તે સિદ્ધ હોય છતાં પણ અધોગતિને પ્રાપ્ત થાય છે. ૪

અર્થ:-ગુરુના ધનને જે કોઈ બળાત્કારથી લઇ લે છે, તે તેજ વિનાનો તથા વિભૂતિરહિત થઈ, દુઃખી થઈ મરી જાય છે. તેના ધર્માદિ (ગુણો) તેનો ત્યાગ કરી જાય છે; તેથી તે અવશ્ય નરકમાં પડે છે અને ફરીથી ચંડાળ આદિને ઘેર (શૂદ્ર યોનિમાં) જન્મે છે. ૫

ધન=શરીર નિર્વાહની વસ્તુઓ; નરક=અધોગતિ.

---

તત્તા તારું આપ તપાસ, ક્યાંથી આવ્યો કયાં તું જાશ,
ખેપ કરીને ખોળી કાઢ, હરિ હોય તો લાગે હાથ,
મૂરખના મનમાં નહિ ત્રાસ, તત્તા તારું આપ તપાસ.

मुग्ध नपुंसक विकलमन विन विवेक दुर्भाग।
नीच कर्म नीचहि करै गुरुनिंदामें राग ॥ ६ ॥

चौपाई—ज्ञान शलाका दे सुधि लोचन।
करहिं तम अज्ञान विमोचन॥
निरावर्ण दृग करै सु श्रीगुरु।
नमो नमो तिहिं चरण धारि उर ॥ ७ ॥

त्रय दोहा त्रोटक उभय दो चौपाई निहार।
मुनि शलोक मन शोकको काटैं करैं न वार ॥१॥

इति श्रीसारुक्तावली तासु द्वितीय अध्याय।
गुरु उपमा तामें कही हरदयाल हित लाय ॥ २ ॥

---

धनोपयोगः सत्पात्रे यस्यैवास्ति स पण्डितः।
गुरुशुश्रूषया जन्म चित्तं सद्ध्यान चिंतया ॥ १ ॥
मष्टव्या गुरवो नित्यं ज्ञातमर्थमपि स्वयम्।
स तैर्निश्चयमानीतो ददाति परमं सुखम् ॥ २ ॥
प्रत्यक्षे गुरवः स्तुत्याः परोक्षे मित्रबान्धवाः।
कर्मांते दासभृत्याश्च न च पुत्रा न च स्त्रियः ॥ ३ ॥
गुरोररक्षया मृत्युर्मंत्रत्यागाद्दरिद्रता।
गुरुमंत्रपरित्यागी सिद्धोऽपि नरकं व्रजेत् ॥ ४ ॥
गुरुद्रव्यापहर्तृणां तेजो हानिर्दरिद्रता।
दुर्मृत्युश्च महारोगो धनहानिः सदा भवेत् ॥ ५ ॥

અર્થ:-મૂર્ખ, નપુંસક, ચંચળ ચિત્તવાળો, અવિવેકી, કમનસીબવાળો, તથા ગુરુની નિંદા કરવામાં પ્રીતિવાળો એ છએ નીચ જ છે તથા નીચ કર્મ કરે છે. ૬

અર્થ:-જે સદ્‌ગુરુ જ્ઞાનરૂપી શળીથી, બુદ્ધિરૂપી આંખમાં (અંજન આંજી), અજ્ઞાનરૂપી પડદો દૂર કરી દે છે તથા દૃષ્ટિ (આંખ)ને આવરણ રહિત કરે છે તેમનાં ચરણ હૃદયમાં ધારણ કરી વારંવાર નમસ્કાર કરૂં છે. ૭

(ચરણ=પગ. (૨) મુખમાંથી નીકળતાં હિતકારી વચનો;)

અર્થ:-ત્રણ દોહરા, બે ત્રોટક છંદ અને બે ચોપાઈ (મળી આ) સાત (મુનિ) શ્લોકને જે રૂડી રીતે સમજે તેના મનના સર્વ પ્રકારના શોક જલદી નાશ પામે. ૧

અર્થ:-હરદયાલ મહાત્માએ (મુમુક્ષુનું) હિત વિચારીને જેમાં ગુરૂની કીર્તિ કહી છે એવો શ્રી સારૂક્તાવલીનો અધ્યાય બીજો પૂરો કર્યો.

ॐ

अध्याय ३ जो

विद्यावर्णों तीसरे छंद अठाई मान।
विद्यापात्र अपात्र पुनि वृद्धाऽवृद्धनिदान ॥ ३ ॥

सवैया—यह वेदको ज्ञान सजाननके
अभिमानमदादि विकार विनासै।
पुनि केचित नीचनको यह बोध
मदै अभिमान विकार निवासै।
अंच अंमृत जासु हलाहल है
नहिं औषध वैद नहीं कछु वासै।
जन पात्र अपात्रको शोधके बोध
फेरै बुधिमान जु बोध प्रकाशै ॥ १ ॥

---

दुर्भगो विकलो मूर्खो निर्विवेको नपुंसकः।
नीचकर्मकरो नीचो गुरुदूषणकारकः ॥ ६ ॥
अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥ ७ ॥
ज्ञानं मददर्पहरं माद्यति
यस्तेन तस्य को वैद्यः।
अमृतं यस्य विषायति तस्य
चिकित्सा कथं क्रियते ॥ १ ॥

ॐ

## અધ્યાય ૩ જો.

અર્થ:—ત્રીજા અધ્યાયમાં અઠ્ઠાવીસ છંદમાં વિદ્યા, વિદ્યા માટે પાત્ર તથા અપાત્રનું વર્ણન તથા વિદ્યાની વૃદ્ધિ અને અવૃદ્ધિનો નિર્ણય કરૂં છું. ૩

અર્થ:—આ વેદનું જે જ્ઞાન છે તે વિવેકી જીવનાં અભિમાન, મદ વિગેરે વિકારોનો નાશ કરે છે; પરંતુ કોઈ નીચ (અવિવેકી)ને તે જ્ઞાન (મળે) તો તે તેના અભિમાન અને મદાદિ વિકારો દ્દઢ બનાવે છે; (દષ્ટાંત) જેને અમૃત પાઈએ તેને તે અમૃત પણ હળાહળ ઝેર થઇ જાય તો તે (હળાહળ ઝેર)નું નિવારણ કરવા માટે કોઇ ઓસડ નથી તથા (ઓસડ બતાવનાર) વૈદ નથી. માટે વિવેકી મનુષ્ય વિદ્યાના અધિકારી તથા અનધિકારીનો નિર્ણય કરીને પછી જો બોધ કરે તો તે બોધ દીપી નીકળે. ૧

ચઁચ—પીવું; (૨) પાન કરવું.

---

કરીએ શ્રી કૃષ્ણ ઉપાસના,
ધરીએ હૃદિયામાં ધ્યાન;
ફરીએ નહિ ગર્ભવાસમાં,
ઠરિયે ઠીક નિદાન. કરીએ.

ખોટો ખેલ સંસારનો,
આતસબાજીનો રંગ;
કરતાં વરસ વીત્યાં ઘણાં,
ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ.

सोरठा–मैथुन शयन अहार पाठ समय तीनों तजै।
पाठ सहित पुनि चार तजै साँझमें धीरजन॥ २॥

दोहा

सुखी वियाधी आलसी रसिक कुमति बहु सोइ।
तिहिं अधिकार न शास्त्रको पट दोषी जन जोइ॥ ३॥

शंकर छंद।

कछु घृत सनेह न लवण तंडुल तक्र धाम न दाम।
या संचरि जिहिं चित्त चिंता दामकी दुखधाम॥
भइ नाश प्राग अगामकी बुधि मूढ मोह्यो याम।
अधिकार नहिं तिहिं शास्त्रको सो भजे नित श्री राम॥४॥

सोरठा–

जिहिं निजमति कछु नाहिं, शास्त्रसु ताको क्या करै।
लोचन विन जो आहि, दर्पण ताको क्या करै॥ ५॥

---

आहारो मैथुनं निद्रा स्वाध्यायेषु प्रवर्तनम्।
चत्वारि खलु कर्माणि सन्ध्याकालेषू वर्जयेम्॥ २॥

अलसो मन्दबुद्धिश्च सुखी च व्याधिपीडितः।
निद्रालुः कार्मुकश्चैव षडेते शास्त्रवर्जिताः मे ३॥

नश्यति विपुलमतेरपि, बुद्धिः पुरुषस्य मन्दविभवस्य।
घृतलवणतैलतंडुल–तक्रेंधनचिंतया सततम्॥ ४॥

यस्य नास्ति स्वयं मज्ञा शास्त्रं तस्य करोति किम्।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति॥ ५॥

અર્થઃ—વિદ્યા પ્રાપ્ત કરવાના સમયે મૈથુન, ઉંઘ તથા ભોજન ત્રણે ત્યજવાં. પરંતુ સંધ્યાકાળે બુદ્ધિમાન પુરુષ તે ત્રણ તથા ચોથો પાઠ એ ચારેનો ત્યાગ કરે. ૨

અર્થઃ—સુખી, માંદો, આળસુ, રસિક (કામી), દુષ્ટ બુદ્ધિવાળો તથા બહુ ઉંઘવાવાળોઃ આ છ દોષવાળો જે કોઇ હોય તેને શાસ્ત્રીય વિદ્યાનો અધિકાર નથી. ૩

અર્થઃ—કોઇ દિવસ ઘી નથી, તેલ નથી; કોઇ દિવસ મીઠું, ચોખા, છાશ તથા રહેવાનું ઘર નથી; કોઇ દિવસ (તે વસ્તુઓ ખરીદવા) પૈસા નથી એવા પ્રકારની દુઃખના ઘરરૂપ ધનની ચિંતા જેના ચિત્તમાં પ્રવેશ કરે છે; વળી (પરણ્યા પછી) સ્ત્રીમાં મોહ પામવાથી જેની બુદ્ધિ અવિવેકવાળી થઇ હોવાથી, પૂર્વાવસ્થામાં પ્રાપ્ત કરેલું શાસ્ત્ર સંબંધી જ્ઞાન જેનું ભૂલાઈ ગયું છે તેને શાસ્ત્રની વિદ્યામાં અધિકાર નથી. (ચિંતાદિથી ઘેરાયલો હોવાથી વિદ્યા મેળવવામાં તેનું ચિત્ત સ્થિર રહેતું નથી.) તે તો હંમેશાં શ્રી રામનું ભજન કર્યા કરે. ૪

[ સનેહ-તેલ. તક્ર-છાશ. દામ-પૈસા. પ્રાગ-પહેલાંની (બ્રહ્મચર્ય અવસ્થામાં). અગામ-શાસ્ત્ર. ]

અર્થઃ—આંખ વગરનો જે છે તેને દર્પણ શું (લાભ) કરે ? તેમ જેને પોતાની લગારે બુદ્ધિ નથી તેને ઉપનિષદો શું (લાભ) કરી શકે ? ૫

(શાસ્ત્રસુ=સુશાસ્ત્ર=ઉપનિષદ્, ગીતા આદિ શાસ્ત્રો)

दोहा—

वीच अष्टमी मीच गुरु अष्ट प्रष्टमें शिष्य ।
पंचदशी गुरु शिष मरैएकम पाठ अशिष्य ॥ ६ ॥
गुरु पुस्तक भूमी सुभम प्रीतम अवर सहाइ ।
करहिं वृद्धि विद्या पठी वहिर पांच गुण गाइ ॥
शास्त्र प्रीति शुभ बुधि भगति उद्यम रोग न देह ।
करहि वृद्धि विद्या पठी पाँचाँतर गुण एह ॥ ७ ॥
गुरुसेवा वा द्रव्यकरि विद्या विद्या होय ।
तृतीय वृद्धि विद्या करहि चौथो हेतु न कोय ॥ ८ ॥
विद्या उद्यम शिल्पता पंडित संग्रह मीत ।
अछय न भय तस्कर इनें पाँच निधी सुख नीत ॥ ९ ॥

---

अष्टमी च गुरुं हंति शिष्यं हन्ति चतुर्दशी ।
पंचदश्युभयं हन्ति प्रतिपत्सु न चिन्तयेत् ॥ ६ ॥
आचार्यपुस्तकसहायनिवासरागो
बाह्याश्च पंच पठनं परिवर्धयंति ।
आरोग्यबुद्धिविनयोद्यमशास्त्ररागाः
पंचांतराः पठनसिद्धिकरा भवन्ति ॥ ७ ॥
गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन वा ।
अथवा विद्यया विद्या चतुर्थं नैव कारणम् ॥ ८ ॥
विद्या शिल्पमनालस्यं पाण्डित्यं मित्रसंग्रहः ।
अचोरहरणीयाश्च पंचैते निधयोऽक्षयाः ॥ ९ ॥

અર્થઃ—(શુકલ અને કૃષ્ણ) બન્ને પક્ષમાં આઠમને દિવસ (પાઠ આપવાથી) ગુરુનું મૃત્યુ થાય છે અને ચૌદશને દિવસે (પાઠ લેવાથી) શિષ્યનું મૃત્યુ થાય છે; પૂર્ણિમાને તથા અમાવાસ્યાને દિવસે (પાઠ આપવા લેવાથી) ગુરુ તથા શિષ્ય બન્ને મૃત્યુ પામે છે. એકમને દિવસે પાઠ લેનાર શિષ્ય અશિષ્ય બની જાય છે (તે પાઠ વિચારે તો પણ ભૂલી જાય છે). ૬

અર્થઃ—(વિદ્યા આપનાર) ગુરુ, પુસ્તક, (યોગ્યતાવાળું) પવિત્ર સ્થળ, સહાધ્યાયી તથા (અન્ન વસ્ત્રાદિકની ચિંતા રહિતપણારૂપી) બીજી સહાય : વિદ્યાની પ્રાપ્તિ તથા વૃદ્ધિ કરવામાં એ પાંચ બહારનાં સાધનો છે; તથા શાસ્ત્ર ઉપર પ્રીતિ, શુદ્ધ બુદ્ધિ, વિદ્યા મેળવવામાં પ્રેમ, ખંત તથા નિરોગી દેહ: એ પાંચ વિદ્યા ભણવામાં તથા તેને દૃઢ કરવામાં અંતરનાં સાધનો કહ્યાં છે. ૭

અર્થઃ—ગુરુની સેવા કરવાથી, અથવા ધનથી અથવા આપણને આવડતી વિદ્યા બીજાને શીખવાડવાથી વિદ્યા આપણે મેળવી શકીએ. ત્રણેય હોય તો જે વિદ્યા શીખ્યા હોઇએ તેમાં વધારો થાય છે. આ સિવાય (વિદ્યાની પ્રાપ્તિ તથા વૃદ્ધિમાં) કોઇ ચોથું કારણ નથી. ૮

અર્થઃ—વિદ્યા, પુરુષાર્થ, કારીગિરી, પંડિતાઇ તથા સન્મિત્રોનો સમૂહ, એ પાંચે હંમેશાં સુખના ભંડારરૂપ છે, અક્ષય છે તથા ચોરથી પણ તેમને ભય નથી. ૯

गुप्त प्रछन्न अतुल्य धन विद्या नर वपु जान।
विद्या यश सुख भोग दे विद्यागुरु गुरु मान ॥
विद्या बंधु प्रदेशमें विद्या देव विशेख।
पूज्य नृपोकरि अघहती विद्याविन पशु देख ॥ १० ॥

निद्राभोजन भोग भय, ये पशु पुरुषसमान।
नरन ज्ञान निज अधिकता, ज्ञानविना पशु जान ॥ ११ ॥

धर्म शील गुण दान तप, विद्याविन जे जंत।
मृत्युलोक क्षिति भार ते, नर वपु मृग विचरंत ॥ १२ ॥

विद्यानाम नरस्य रूपमतुलं प्रच्छन्नगुप्तं धनम्।
विद्याभोगकरी यशस्सुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतम्।
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥१०॥

आहारनिद्रा भय मैथुनानि
सामान्यमेतत्पशुभिर्नराणाम्।
ज्ञानं नराणामधिको विशेषो
ज्ञानेन हीनाः पशुभिः समानाः ॥ ११ ॥

येषां न विद्या न तपो न दानम्
न चापि शीलम् न गुणो न धर्मः।
ते मृत्युलोके भुवि भारभूता
मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १२ ॥

અર્થઃ—વિદ્યા એ અતિશય છાનું, ઢાંકેલું તથા જેની તુલના થઈ શકે નહિં તેવું ધન છે; વિદ્યા એજ મનુષ્યનું શરીર છે; તે યશ, સુખ અને ભોગ આપે છે; તે ગુરુઓનો પણ ગુરુ છે; પર દેશમાં વિદ્યા બંધુ સમાન (કામ કરે) છે; વિદ્યા ઉત્તમ દેવ છે; રાજાઓને પૂજવા યોગ્ય છે તથા પાપનો નાશ કરનારી છે. વિદ્યારહિત મનુષ્યને પશુ જાણો. ૧૦

અર્થઃ–ઉંઘ, આહાર, વિષયભોગ તથા (મરણાદિકનો) ભય એ ચાર પશુને તથા મનુષ્યોને સરખાં છે. મનુષ્યોને પોતાના સ્વરૂપનું જ્ઞાન હોય છે એ તેમનામાં વિશેષતા છે. જે મનુષ્યો (મનુષ્ય દેહ મળ્યા છતાં) આત્મજ્ઞાનથી રહિત રહે છે તેમને પશુ (સરખા) જાણો. ૧૧

અર્થઃ–જે મનુષ્યોમાં ધર્મ, શીલ, ગુણ, દાન, તપ તથા વિદ્યા (એ છ) નથી તેઓ પૃથ્વી ઉપરના મૃત્યુલોકમાં ભારરૂપ છે; અને મનુષ્ય શરીર હોવા છતાં હરણ જેવા (અહિં) ફરે છે. ૧૨

---

ગુરુગમ ગાઈએ ગોવિંદને,
જીવનું જોખમ જાય;
દયા, દાન ને દીનતા,
એ તરવાનો ઉપાય.

स्वर शिर त्वक मुनि पलद जन, श्रृंग योगि दृग नार ।
पँच गुण मृग, पट दोप नर, नरते हरिण उदार ॥ १३ ॥

पुरुप अशास्त्री क्या लखै गुणदोपनकी संघ ।
रूप भेद अधिकारको क्या प्रापत ह्वै अंध ॥ १४ ॥

मुग्ध पूज्य निजधाममें प्रभु पूजित निज नग्र ।
भूपति पूज्य स्वदेशमें पूजित गुणी समग्र ॥ १५ ॥

एकाक्षरदाता जु गुरु जो सेवित नहि तास ।
पाय जन्म शत श्वानको वहुरि श्वपचघर वास ॥ १६ ॥

रूपद्रव्ययौवनसहित सुकुल जन्म बहु बंध ।
विद्या विन शोभत नहिं त्यों केसु विन गंध ॥ १७ ॥

---

स्वरे शिरो जने मांसं त्वचं च ब्रह्मचारिणे ।
श्रृंगं हि योगिने दद्यान्मृगः स्त्रीषु च लोचनम् ॥ १३ ॥

गुणान्दोषानशास्त्रज्ञः कथं विभजते जनः ।
किमन्धस्याधिकारोऽस्ति रूपभेदोपलब्धिषु ॥ १४ ॥

स्वगृहे पूज्यते मूर्खः स्वग्रामे पूज्यते प्रभुः ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥ १५ ॥

अप्येकाक्षरदातारं यो गुरुं नाभिमन्यते ।
श्वानयोनिशतं गत्वा चाण्डालेष्वनुजायते ॥ १६ ॥

रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभन्ते निर्गंधा इव किंशुकाः ॥ १७ ॥

(આ શ્લોક સાંભળી બાજુ ઉપર એક મૃગ બેઠું હતું તેને વાચા થઇ.) મનુષ્યથી હરણ ઉદાર છે, ( કારણ કે ) મનુષ્યોમાં ( ઉપર કહ્યા તે છ દોષ છે પણ હરણમાં (નીચેના) પાંચ ગુણો છે:-

સુંદર સ્વર સંભળાવનારને શિર (માથું)' ઋષિ મુનિને ત્વક્ (ચર્મ), મનુષ્યોને માંસ, યોગિજનોને શ્રૃંગ (શીંગડાં) અને સ્ત્રીઓને દગ (આંખની ચપળતા) આપી દે છે. ૧૩

અર્થઃ—જેમ (જન્મથી) આંધળો માણસ (સાત પ્રકારના) રૂપનો તફાવત જાણવાને શક્તિવાન નથી તેમ જે મનુષ્યને શાસ્ત્રનું જ્ઞાન નથી તેને ગુણ અને દોષોનો તફાવત જાણવાની શક્તિ કયાંથી હોય ? ન હોય. ૧૪

સંધ-સંધિ=તફાવત. અધિકાર-શક્તિ.

અર્થઃ—મૂર્ખો પોતાના ઘરમાં પૂજાય છે, ( ઘરના માણસો તેને માન આપે ); શેઠ (સત્તાવાળો) અથવા માલિક પોતાના નગરમાં પૂજાય છે; રાજા પોતાના દેશમાં પૂજાય છે; (પરંતુ) ગુણ (વિદ્યા) વાન સર્વ સ્થળે પુજાય છે. ૧૫

અર્થઃ—એકાક્ષર (ૐકાર) મંત્રનો (એક પણ હિતની વાતના) જે ગુરુ હોય, તેમની જે મનુષ્ય સેવા કરતો નથી તે (કૃતઘ્ની) કુતરાના સો જન્મ પામીને પછી ચંડાળને ઘેર જન્મે છે. ૧૬

અર્થઃ—રૂપવાન, ધનવાન, યુવાન, શુભ કુળમાં જન્મ-વાળો, તથા બહુ મિત્રો (બાંધવો) વાળો હોય, છતાં જો તે વિદ્યારહિત હોય તો જેમ સુગન્ધિરહિત કેસૂડાનાં ફુલ શોભતાં નથી તેમ તે મનુષ્ય શોભતો નથી. ૧૭

अलंकारपटभेषविन यद्यपि होइ विरूप।
शोभत संतन सभास्थित जन विद्वान अनूप ॥ १८ ॥

शब्दशास्त्रको त्याग, चहै अध्ययन पर निगम।
सो पग गिनतिहिं नाग, निशितम जलमों चिर रम्यो १९

विष विद्या अभ्यासविन भोजन गरल अघाइ।
शुभको संग दरिद्रि विष वृद्ध नारि विष गाइ ॥ २० ॥

मातेव रक्षति पितेव हितं करोति
कांतेव चाभिरमयत्यभिहति शोकम् ॥-

मातावत रक्षा करै पिता जिवैं हितकार।
करे नारि ज्यों प्रेम वदु शोक टार सुखकार।
विद्या बांधव ज्यों सकल कारज देत सँवार।
दायक कीरति द्रव्यकी तातें पढ़ें उदार ॥ २१ ॥

सहसगुणा विद्या बढे पुनः पुनः अभ्यास।
रसनाग्रे निशि दिन वसै ज्यों जल नीचे वास ॥ २२ ॥

---

यद्यपि भवति विरूपो, वस्त्रालङ्कारवेषपरिहीनः।
सज्जनसभाप्रविष्टो, राजति विद्याधिकः पुरुषः ॥ १८ ॥

अनधीत्य शब्दशास्त्रं, योऽन्यच्छास्त्रं समीहते वक्तुम् ॥
सोऽहेःपदानि गणयति निशितमसि जले चिरगतस्य ॥१९॥

अनभ्यासे विषं शास्त्रमजीर्णे भोजनं विषम्।
विषं गोष्ठी दरिद्रस्य वृद्धस्य तरुणी विषम् ॥ २० ॥

विद्या करोति निखिलं खलु बधुकार्यम्।
सौख्यं च कीर्ति मतुलां-गुरुतां च लोके ॥ २१ ॥

सहस्रगुणिता विद्या शतशः परिकीर्तिता।
आगच्छत्येव जिव्हाग्रे स्थानं निम्नमिवोदकम् ॥ २२ ॥

અર્થઃ—જો કોઇ અતિ વિદ્વાન પુરુષ, અલંકાર, વસ્ત્ર તથા બહારના (કોઇ પણ સંન્યાસી આદિના) વેષ વગરનો હોય અને વળી કદરૂપો હોય તો પણ સંતો (વિદ્વાનો)ની સભામાં તે મનુષ્ય શોભે છે. ૧૮

(દૃષ્ટાંતઃ અષ્ટાવક્ર મુનિનું.)

અર્થઃ—વ્યાકરણનો અભ્યાસ કર્યા વગર જે મનુષ્ય વેદ ભણવાની ઇચ્છા કરે છે તેનો પ્રયત્ન અંધારી રાત્રિમાં સરોવરના પાણીમાં ઘણા વખત સુધી ફરેલા નાગનાં પગલાં ગણવા જેવો છે. ૧૯

અર્થઃ—અભ્યાસ વગર વિદ્યા વિષ જેવી છે; જમીને તૃપ્ત થએલાને ભોજન વિષ સમાન છે; આળસુ (દુઃખી)નો સંગ કલ્યાણ માટે પ્રયત્ન કરનારને વિષ સમાન છે તથા વૃદ્ધ પુરુષને યુવાન નારીનો સંગ વિષ સમાન છે. ૨૦

અર્થઃ—વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે; પિતાની પેઠે કલ્યાણ કરનારી છે, ધર્મપત્નીની પેઠે બહુ પ્રીતિ કરે છે; શોક દૂર કરી સુખ આપવાવાળી છે.

(પૃ. ૩૨ ની પહેલી બે લીટીના) અર્થ—બાંધવની પેઠે સર્વ પ્રકારનાં સત્કાર્યો સિદ્ધ કરી આપે છે, કીર્તિ તથા ધનને આપવાવાળી છે માટે વિવેકી મનુષ્યો વિદ્યા ભણે (પ્રાપ્ત કરે). ૨૧

અર્થઃ—જેમ જળ ખાડાવાળી જગામાં ભરાઇ રહે છે તેમ વારંવાર અભ્યાસ કરવાથી વિદ્યા સેંકડો ઘણી વધે છે; અને રાત્રિદિવસ જીભને ટેરવે વસે છે. (ભૂલાતી નથી.). ૨૨

शास्त्रकर मद हतत सुजन खलको मद उपजंत ।
ज्यों दृग भानु प्रकाश व्है उल्लु अंध करंत ॥ २३ ॥

सवैया–मुकुटांगद कुंडल कंकण है कर
चंद्रप्रभा गर मोतिन हारा ।
मुखचंद्र प्रभा दृग कंजप्रभा तनु
कंदप्रभा रतिसी घर दारा ॥

अस्नान विलेपन चंदन कुंकुम
गंध घनी कर गुंथित वारा ।
नरको यह सुंदर साज करै पर
अंत अनंत कलेश भँडारा ॥

सब भूषणमें शुभ भूषण है यह
वेदमयी एक वाणि उदारा ।
नरको वहि सुंदर वेष करै वपु
सार जिसे फल देवहि सारा ॥

चतुरानन चौदह भौन रचे पर
ना विद्यासम ताहि मंझारा ।
नर ताते सदैव पढै सुविद्या
दरयाल चहै जु पदारथ चारा ॥ २४ ॥

मदोपशमनं शास्त्रं खलानां कुरुते मदम् ।
चक्षुः संस्कारकं तेज उलूकानामिवांधताम् ॥ २३ ॥

અર્થ:—જેવી રીતે સૂર્યનો ઉદય થતાં (દેખાતા માણસની) આંખને પ્રકાશ થાય છે (પણ) ઘુવડને અંધકાર ભાસે છે, તેમ શાસ્ત્રની વિદ્યા વિવેકી મનુષ્યનો અહંકાર ગાળી નાખે છે પણ દુષ્ટને વિશેષ અભિમાની બનાવે છે. ૨૩

અર્થ:—(શિર પર) મુકુટ, (હાથ પર) બાજુબંધ (અંગદ), (કાન ઉપર) કુંડળો, હાથના કાંડા ઉપર કંકણો તથા ગળામાં ચંદ્રના કિરણ જેવા ઉજ્જવળ મોતીના હાર હોય; ચંદ્રના જેવું તેજસ્વી મુખ, કમળના જેવી શોભાયમાન આંખો, નીલકમળના જેવું શરીર અને રતિના જેવી ધર્મપત્ની હોય,

સ્નાન, (ત્યાર પછી) ચંદન અને કુંકુમના લેપ, પુષ્કળ સુગંધિ તેલ નાખીને અનેક રીતે ગુંથેલા વાળ માથા ઉપર હોય; આ બધો સાજ (ભૂષણો) મનુષ્યને બહારથી શોભાવે છે પરંતુ અંતકાળે તે બધાં ભૂષણો અનંત ક્લેશના ભંડારરૂપ છે.

આ સર્વ ભૂષણોથી ઉત્તમ ભૂષણ તો આ એક ઉદાર વેદમયી બ્રહ્મવિદ્યા છે જે મનુષ્ય દેહને જલદી શોભાવે છે અને જેનાથી વેદોના સારરૂપ ફળ (જ્ઞાન) તે પણ પ્રાપ્ત થાય છે. બ્રહ્માજીએ ચૌદ ભુવનોની રચના કરી છે પરંતુ તે ભુવનોમાં આ વિદ્યા જેવી શ્રેષ્ઠ એકે વસ્તુ રચી નથી. માટે હરદયાલ મહાત્મા કહે છે કે જે મનુષ્યને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિની ઈચ્છા હોય તે મનુષ્ય હંમેશાં આ વેદમયી વિદ્યા ભણે. ૨૪

इकिस दोहे सोरठे तीन सवैये चीन ।
इक शंकर अठवीस वृत चितवृति करहिं महीन ॥१॥
इति श्रीसारूक्तावली तासु तृतीय अध्याय ।
कीरति विद्याकी कही कवि हरद्याल सुभाय ॥ २ ॥



ॐ

अध्याय चोथो

कहे चतुर्थे ज्ञानहित उत्तम आठ श्लोक ।
शोक रुकहिं इस लोकके अंतहु मुक्ति सलोक ॥ ४ ॥
सवैया–जन उत्तम हेर धरापर उत्तम
पांव धरैं नहिं जंतु मरैं ।
अति वाक्य पवित्र यथारथ सुन्दर
सोध हृदै सवहीको ररैं ॥
पुणके शुच चीर सुनीर भले जन
धीर निरंतर पान करैं ।
मतिसों लखिके सतवस्तु धरैं
पुरुषोत्तम लक्षण ए उचरैं ॥ १ ॥

केयूरा न विभूषयंति पुरुषं हाराश्च चन्द्रप्रभा ।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकिता मूर्द्धजाः
वाण्येकासमलंकरोति पुरुषं या संस्कृता धार्यते ।
क्षीयंतेऽखिलभूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ २४ ॥

અર્થ:—આ એકવીસ દોહરા, ત્રણ ઉત્તમ સોરઠા તથા ત્રણ સવૈયા અને એક શંકર છંદ મળી અઠ્ઠાવીસ છન્દો છે, તે અંતઃકરણની વૃત્તિમાં સૂક્ષ્મ વિચાર ઉત્પન્ન કરવાવાળા છે.૧

महींन=સૂક્ષ્મ.

અર્થ:—હે વિવેકી ભાઈ, આ પ્રમાણે હરદયાળ મહાત્માએ શ્રી સારૂક્તાવલીનો ત્રીજો અધ્યાય પૂરો કર્યો અને તેમાં વિદ્યા વિષે વિચાર કહ્યો. (વર્ણવ્યો). ૨

આ અધ્યાયમાં શ્લોક ૭ નું ભાષાંતર ૭–૮ અંકથી શ્લો. ૧૦ નું ૧૧ તથા ૧૨ અંકથી, શ્લો. ૨૧ નું ૨૩ તથા ૨૪ અને શ્લો. ૨૪ નુ અંક ૨૭ તથા ૨૮ થી ગણતાં ભાષામાં ચાર છન્દ વધી કુલ ૨૮ છન્દ થાય છે.



ૐ

## અધ્યાય ૪ થો.

અર્થ:—આ ચોથા અધ્યાયમાં જ્ઞાન પ્રાપ્તિ માટે આઠ ઉત્તમ શ્લોક કહે છે; જે શ્લોકો આ લોકનાં દુઃખો દૂર કરે છે તથા અંતકાળે સાલોક્ય મુક્તિ પ્રાપ્ત કરાવે છે. ૪

અર્થ:—ઉત્તમ મનુષ્ય, ધ્યાન રાખીને સારી ભૂમિ ઉપર પગ મૂકે (ચાલે), જેથી કોઈ જીવ જંતુ ન મરે; હૃદયમાં બરાબર વિચાર કરીને અતિ પવિત્ર, યથાર્થ અને મધુર વાક્યો સર્વ પ્રત્યે ઉચ્ચારે; પવિત્ર જળને પણ સ્વચ્છ વસ્ત્રથી ગાળીને ધીર પુરુષ હંમેશાં ભલે પાન કરે; (વિવેક વાળી) બુદ્ધિવડે સત્ય વસ્તુ (આત્મા) ને સારી રીતે ઓળખીને હૃદયમાં દૃઢતા કરે. (શાસ્ત્રમાં) શ્રેષ્ઠ મનુષ્યનાં એ લક્ષણ કહ્યાં છે. ૧

पुणचे=ગાળીને. हेर=જોઈને, ધ્યાન રાખીને. रर्र=કહે, ઉચ્ચારે.

तनुपट जलकरि शुद्ध हुइँ बुद्धि वेदान्त विचार ।
जीव अहिंसा गो भगति मन निर्वेदहिं धार ॥ २ ॥

जलकरि कर्दम उपज है जलकरि पंक विनाश ।
मनकरि उपजित पाप किल मन कर ही अघनाश ॥ ३ ॥

जल व्रत मंत्र स्नान त्रय जपी तपी व्रत मंत्र ।
जलस्नान ग्रसतीनको पूजें उभय निरंत्र ॥ ४ ॥

जल न्हाये न्हाये नहिं अंतःकरण मलीन ।
सुरापात्रको वार सौ धोए शुद्धि कर्यौं न ॥ ५ ॥

मातपितागुरुकी टहल सब तप गुणनिग्रह ।
कृपा सर्वपर सर्हिं अंतर तीरथ एह ॥ ६ ॥

---

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतं वदेद्वाक्यं मनःपूतं समाचरेत् ॥ १ ॥

अद्भिः शुद्ध्यंति वस्त्राणि मनः सत्येन शुद्ध्यति ।
अहिंसया च भूतात्मा बुद्धिर्ज्ञानेन शुद्ध्यति ॥ २ ॥

जलेन जनितं पंकं जलेन परिशुद्ध्यति ।
चित्तेन जायते पापं चित्तेन परिशुद्ध्यति ॥ ३ ॥

जलस्नानं व्रतस्नानं मंत्रस्नानं तथैव च ।
जलस्नानं गृहस्थानां व्रतमंत्री तपस्विनाम् ॥ ४ ॥

અર્થ:—શરીર ઉપર ધારણ કરેલું વસ્ત્ર જળવડે શુદ્ધ થાય છે; બુદ્ધિ વેદાન્ત વિચારથી નિર્મળ થાય છે; જીવાત્મા અહિંસાથી, ઇન્દ્રિયો (આત્મા ઉપર) પ્રીતિથી અને મન વૈરાગ્યથી પવિત્ર બને છે. ૨

અથ—(ચોમાસામાં વરસાદના થોડા) જળથી કાદવ ઉત્પન્ન થાય છે; (અને બહુ) જળથી કાદવ ધોવાઇ જાય છે; તેમ (વિચાર વગરના) મનથી પાપ ઉત્પન્ન થાય છે; (પણ વિવેકી બુદ્ધિવાળા) મનથી પાપ આવશ્ય નાશ પામે છે. ૩

कर्दम=पंक=કાદવ, કીચડ. अघ = પાપ.

અર્થ:—જળસ્નાન, વ્રતસ્નાન અને મંત્રસ્નાન એમ સ્નાન ત્રણ પ્રકારનાં છે. જાપક તથા તપસ્વી માટે વ્રતસ્નાન અને મંત્રસ્નાન; તથા ગૃહસ્થી માટે જલસ્નાન છે. (ગંગા આદિક પવિત્ર સ્થળમાં સ્નાન કર્યા પછી ગૃહસ્થી) જપી તથા તપસ્વીનું નિરંતર પૂજન કરે. ૪

जपी = જાપક, જપ કરનાર.

અર્થ:—જ્યાંસુધી અંતઃકરણ મલિન હોય ત્યાં સુધી શરીર ઉપર જળ રેડી નહાય ને નહાયો કહેવાય નહિ. (દ્રષ્ટાંત) દારુ ભરેલા વાસણને સો વખત ધોઈએ તોપણ તે શુદ્ધ થતું નથી. ૫

અર્થ:—માતા, પિતા તથા ગુરુની સેવા; સત્ય તપ, ઇન્દ્રિયોનો નિગ્રહ તથા સર્વ પ્રાણીઓ ઉપર દયા; એ સાત શરીરની અંદરનાં તીર્થો છે. ૬

कवित-शीतल सुगंध मन्द भूषण प्रभंजनको ।
धरम स्वयश दोउ मौनके विचारी है ॥
क्षमा तपधारी विद्या विप्रको उचारी निज ।
पतिव्रत नारी धन दान पात्र भारी है ॥
उपशम ज्ञानी मुनि पंडित अमानी शूर ।
संयम सो वानी, नरपति नीति प्यारी है ॥
देहको प्रधान दृग मृदुता महान जग ।
भगवान पाद भृगु वंदना हमारी है ॥ ७ ॥

सवैया-धनवान क्षमा धृतज्ञान तपी
मृदु मौनि कुवाक निजे यशते ।
पर काज मरै सुधरे धरमा
कर है करुणा शुपते पशुते ॥

---

चित्तमंतर्गतं दुष्टं तीर्थस्नानैर्न शुद्ध्यति ।
शतशोऽपि जलैर्धौतं मद्यभांडमिवाऽशुचि ॥ ५ ॥
सत्यं तीर्थं तपस्तीर्थं तीर्थमिन्द्रियनिग्रहः ।
सर्वजीवदयातीर्थमतेत्तीर्थस्य लक्षणम् ॥ ६ ॥
ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक् संयमो ।
ज्ञानस्योपशमः श्रुतस्यविनयो वित्तस्य पात्रे व्ययः ॥
अक्रोधस्तपसः क्षमा प्रभवितोर्धर्मस्य निर्व्याजता ।
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥ ७ ॥

અર્થ:—વાયુનું ભૂષણ શીતળતા, સુગંધ અને મન્દપણું છે; મૌની (મનનશીલ) નું ભૂષણ ધર્મ તથા સ્વયંશ એ બે માન્યાં છે; તપસ્વીનું ભૂષણ ક્ષમા અને વિપ્રનું ભૂષણ વિદ્યાનું ઉચ્ચારણ છે; સ્ત્રીનું ભૂષણ પતિવ્રતધર્મનું પાલન તથા ભારે ધનવાનોનું ભૂષણ સુપાત્રને દાન છે; જ્ઞાની પુરુષોનું ભૂષણ ઉપશમ, પંડિતોનું અમાનીપણું, શૂરાઓનું વાણી ઉપર સંયમ અને રાજાઓનું ભૂષણ રાજનીતિ છે; શરીરમાં મુખ્ય આંખો છે; વળી આ જગતમાં મૃદુતા (નમ્રતા બધાય કરતાં) વિશેષ શોભાવે છે. ભૃગુ ઋષિયે લાત મારી છતાં વિષ્ણુએ નમ્રતા ધારણ કરી એવી નમ્રતા ધારણ કરનાર ભગવાનને અમારાં વન્દન છે. ૭

અર્થ:—ધનવાન ક્ષમાથી, યુવાન ધીરજથી, તપસ્વી કોમળતાથી, મુનિ કોઈએ કહેલું કટુવચન સહન કરવાથી તથા પોતાનો યશ ગુપ્ત રાખવાથી શોભે છે. વિવેકી પરોપકાર કરતો મરે છે. (દુઃખ સહન કરવું પડે તો તે સહન કરી પરોપકાર કરે છે); ધર્મ રૂડી પ્રકારે આચરે છે; વૃદ્ધ તથા પશુઓ ઉપર કરુણા કરે છે; બીજા તરફથી થતું દુઃખ પોતે સહન કરે છે પરંતુ કોઈને પણ દુઃખ સહન કરાવતો

---

વિશ્વાસુને ઠગવા નહી,
 એ સુજ્ઞ જનની રીત છે;
બોલ્યાં વચનને પાળવાં,
 એ ન્યાય ધર્મી રીત છે.

परखेद सहै न सहै परखेद
यथा सुखमोद अघै त्रसते ।
कबहूँ करते नसते दसते
हसते हसते स्वरगे बसते ॥ ८ ॥

दोहा

दोइ सवैये दोहरे पांच कवित सु एक ।
*अष्ट छंद चित्त कष्टको करे नष्ट क्षण एक ॥ १ ॥*
इति श्रीसारुक्तावली तासु चतुर्थोऽध्याय ।
ज्ञान निरूप्यो ताहिमें कवि हरद्याल सुभाय ॥ २ ॥

ॐ

अध्याय ५ मो.

दोहा

अथ पंचम अध्यायमें वर्णन करो विचार ।
षष्ठ छन्द चित चंदजन श्रुति धरि सुनो उदार ॥ ५ ॥

---

सारं संक्षमणं प्रभोर्विमृदुता सिद्धस्य यूनां धृतिः ।
दुर्वाचां सहनं च शास्त्रविहितं स्वस्याः स्तुतेर्वै भयम् ॥
सत्कार्ये करणं दयावितरणं दीने मदीने तथा ।
शत्रोः खेदमसाहनं हि कुरुते नो सखते चान्यकम् ॥ ८ ॥

---

कदा वृन्दारण्ये विमलयमुनातीरपुलिने
चरन्तं गोविन्दं हलधरसुदामादिसहितम् ।
अये कृष्ण स्वामिन् मधुरमुरलीवादनविभो ।
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥
( આ શ્લોકના અર્થ પૃ. ૬૧ ઉપર વાંચો. )

નથી. (દુઃખ થાય તેવું આચરણ પોતે કરતો નથી); અદૃષ્ટ આધીન જે સુખ પ્રાપ્ત થાય તેમાં આનંદ માને છે; પાપકર્મથી દૂર રહે છે; કદિ પણ અસત્ય આચરણ અને ચોરી કરતો નથી; આ લક્ષણોવાળો હસતો હસતો સ્વર્ગમાં જાય છે. ૮

અઘ=પાપ. દસતે=ચોરીથી. નસતે=અસત્ય કર્મથી.

અર્થઃ—બે સવૈયા, પાંચ દોહરા અને એક કવિત આ આઠે છંદ એક ક્ષણવારમાં ચિત્તનાં કષ્ટો નાશ કરી નાખે છે. ૧

અર્થઃ—હે વિવેકી ભાઈ, આ સારૂક્તાવલીના ચોથા અધ્યાયમાં હરદયાલ કવિએ જ્ઞાનનું વર્ણન કરી તે પૂર્ણ કર્યો.૨

---

ૐ

## અધ્યાય ૫ મો.

અર્થઃ—હવે આ પાંચમા અધ્યાયમાં વિચારનું વર્ણન ૭ છંદથી કરૂં છું હે વિવેકીઓ, એક ચિત્તે સાંભળો. એ છએ છન્દો એકાગ્રચિત્તે સાંભળનારના અંતઃકરણને ચાંદની જેવી શાંતિ આપે છે. ૫

---

ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી,
ભરિયા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી
સદ્ગુરુ ખોલણહાર. કરીએ.

चौपाइ–गौरव पावति दान करै धन ॥
धन संग्रह करि गौरव नहिं जन ॥

स्रवते ऊरध वारिद जैसे ।
वारिधि अधो भये पुनि तैसे ॥ १ ॥

सोरठा

ज्यों इक वापी तोय, ईख संग मिलि मधुर अति ।
कटुता नीम समोय, भोजन पात्र अपात्र त्यों ॥ २ ॥

भुजंग प्रयात छंद—

फली भूतदानं शुभं पात्र दैयो
यथा बीज बोये सुक्षेत्रे अखैया ।
कुपात्रे मँझारी दयो दान ऐसे
कुक्षेत्रे मँझारी बुयो बीज जैसे ॥ ३ ॥

---

गौरवं प्राप्यते दानान्न तु द्रव्यस्य संग्रहात् ।
स्थितिरुच्चैः पयोदानां पयोधीनामधः पुनः ॥ १ ॥

एकं वापि जलं यद्वदिक्षौ मधुरतां व्रजेत् ।
निंबे कटुकतां याति पात्राऽपात्राय भोजनम् ॥ २ ॥

सत्पात्रोपगतं दानं सुक्षेत्रे जगबीजवत् ।
कुपात्रोपगतं दानं कुक्षेत्रे गतबीजवत् ॥ ३ ॥

અર્થઃ—જેમ (જળનું દાન કરવાથી) વાદળાંની સ્થિતિ સર્વથી ઉંચી રહે છે અને (જળ લે લે કરવાથી) સમુદ્રની સ્થિતિ નીચીજ રહે છે, તેમ જે મનુષ્ય ધનનું દાન કરે છે તેને મોટાઈ પ્રાપ્ત થાય છે અને જે ધનનો સંગ્રહ કરી રાખે છે તેને મોટાઈ મળતી નથી. ૧

ગૌરવ=મોટાઇ, મોટાઇપણું. वारि+द=વારિદ=વાદળાં. वारि+धि =વારિધિ = સમુદ્ર.

અર્થઃ—જેવી રીતે એકજ કુવાનું જળ શેરડી (ને પાઇએ તો તે) ના સંગથી અતિ મધુર થાય છે; (અને) લીમડાના ઝાડમાં જો સમાય (ઝાડને પાવામાં આવે) તો કડવું થાય છે, તેમ (સુ)પાત્ર (અતિથિ) ને જો ભોજન કરાવવામાં આવે તો તે મધુર થાય (વૃદ્ધિ પામે) છે, અને અપાત્રને જો કરાવવામાં આવે તો કડવું થાય (અધોગતિ પ્રાપ્ત કરાવે) છે. ૨

વાપી=કૂવો. ઇખ=શેરડી. સમોય=સમાય.

અર્થઃ—જેમ ફળદ્રૂપ જમીનમાં રોપેલું બીજ અક્ષયપણાને પ્રાપ્ત થાય (વધે) તેમ સુપાત્રને આપેલું દાન ફળીભૂત થાય છે. અને જેમ ખારી ભૂમિમાં વાવેલું બીજ નિષ્ફળ જાય છે તેમ કુપાત્રને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. ૩

बुयो=બોવું=વાવવું.

छप्पय-छन्द ।

यज्ञ शेष मुनि भुक्ति शेष वर ए द्वय भोजन ।
पापहि त्यागै जौन वही है बुद्धिमान जन ॥

उपमा करे अदृष्ट श्रेष्ठ सो मित्र महावर ।
दंभ विना जो धर्म धर्म वह कहैं मुनोश्वर ॥

हरिभक्त जगतमें जानि निज इष्ट विना दृष्टे न अन ।
मुनि साधु वही जग जानिये जाके नहि उपाधि मन ॥४॥

सवैया–जब धार त्रिदंड फिरै नगना
मुख उपर शीप जटानि धरै ।
अथवा गिरिकंदर वीच वसै
शिलपे थित है थित वृक्षतरै ॥

ततवेद पुराण सिद्धांत पढै
उपवास धरै तीरथें विचरै ।
मनमें जब भोगनकी रति है तब
ए सब किंचित नाहिं करै ॥ ५ ॥

---

तद्भोजनं यन्मुनिभुक्तशेषम् ।
स बुद्धिमान् यो न करोति पापम् ॥

तत्सोहृदं यत्क्रियते परोक्षम् ।
दम्भैर्विना यः क्रियते स धर्मः ॥ ४ ॥

અર્થ:—(પાંચ) યજ્ઞ કરતાં વધેલું જે અન્ન તથા મુનિ પુરૂષને જમાડતાં વધેલું જે અન્ન, તે બે અન્નનું ભોજન શ્રેષ્ઠન પ્રકારનું છે; (કર્મ કરતા પહેલાંજ) પાપકર્મ (ભાસે તે) નો જે મનુષ્ય ત્યાગ કરે તેજ બુદ્ધિમાન મનુષ્ય છે; જે પુરૂષ પોતાના મિત્રનાં વખાણ તેની પાછળ (ગેરહાજરીમાં) કરે તેજ સૌથી શ્રેષ્ઠ મિત્ર છે; દંભ વગર જે ધર્મનું આચરણ કરાય છે તેને જ ઉત્તમ મુનિયો ધર્મ કહે છે; જે પોતાના ઇષ્ટ સિવાય બીજું કંઇ જગતમાં દેખતો નથી તેને જ ઇશ્વિરનો સાચો ભક્ત જાણવો; અને જેના મનમાં કોઇ પ્રકારની ઉપાધિ નથી તેનેજ જગતમાં સાધુ માનવો. ૪

પાંચયજ્ઞ=(૧) ભૂતયજ્ઞ, (૨) પિતૃયજ્ઞ, (૩) દેવયજ્ઞ, (૪) ઋષિયજ્ઞ, (૫) અતિથિયજ્ઞ, ભુક્તિ=ભોજન. ઉપમા=વખાણ અદૃષ્ટ=પરોક્ષ.

અર્થ:—ત્રિદંડ[1] ધારણ કરે; વસ્ત્રરહિત અવસ્થામાં ફરે; માથા ઉપર જટા ધારણ કરે; પહાડની ગુફામાં અથવા વૃક્ષની નીચે શિલા ઉપર વાસ કરે.

અર્થ:—તત્વજ્ઞાન, વેદ, પુરાણ, અથવા, સિદ્ધાંતના ગ્રન્થો ભણે; ઉપવાસ ધારણ કરે તથા તીર્થોમાં પગે ચાલીને ફરે (એ બધુંય કરે) છતાં જો મનમાં વિષયભોગ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો ઉપર કહેલાં બધાં કર્મો નકામાં છે. ૫

---

નિર્મળ નામ નારાયણનું,
જુગતે જપશે જે કોય;
અવિચળ પદવી તે પામશે,
આવાગમન ન હોય. કરીએ

तोटक छंद

निजमात जिवें परनारि भजै ।
परको धन लोष्ट समान तजै ॥
सब जीव स्वयं सम देखत जो ।
वहि वैष्णव है इम पेखत जो ॥ ६ ॥

दोहा

इक चौपइ इक सोरठा एक भुजगप्रयात ।
एक छपा तोटक इको एक सवैया जात ॥ १ ॥
इति श्रीसारुक्तावली तासु पचमोऽध्याय ।
तामहिं कह्यो विचार शुभ कवि हरयाल सुभाय ॥ २ ॥

---

यदि वदसि त्रिदंड नग्नमुंडो जटा वा ।
यदि वससि गुहायां वृक्षमूले शिलायाम् ॥
यदि पठसि पुराणं वेदसिद्धांततत्वम् ।
यदि हृदयमशुद्धं सर्वमेतन्न किंचित् ॥ ५ ॥
मातृवत्परदाराश्च परद्रव्याणि लोष्टवत् ।
आत्मवत्सर्वभूतानि यः पश्यति स वैष्णवः ॥ ६ ॥

कवित्वमारोग्यमतीव मेधा
स्त्रीणां प्रियत्वं कनकस्य लाभः
स्वमेषु तथ्यं स्वजनेषु पूजा
स्वर्गं च्युतानां किलचिह्नमेतत् ॥ १ ॥

અર્થ:—પરસ્ત્રીને જે મનુષ્ય પોતાની માતા જેવી ગણે છે, પારકાના ધનને માટીના ઢેફા સમાન ગણી તેનો ત્યાગ કરે છે, તથા સર્વ જીવોને પોતાના સરખા જ ગણે છે (સમજે છે) તે મનુષ્ય વૈષ્ણવ છે એમ સમજો. ૬

અર્થ:—એક ચોપાઇ, એક સોરઠો, એક ભુજંગ પ્રયાત છંદ, એક છપ્પો, એક ત્રોટક છંદ તથા એક સવૈયો એમ છ છંદો (કહ્યા). ૧

અર્થ:—હે સરળ સ્વભાવવાળા ભાઇ, આ પ્રમાણે હરદયાળ મહાત્માએ સારૂક્તાવલીનો પાંચમો અધ્યાય પૂરો કર્યો. તેમાં શુભ વિચારનું વર્ણન કર્યું છે. ૨



૧ ત્રિદંડ=દંડી સંન્યાસી જે ત્રણ ગાંઠવાળો દંડ રાખે છે તે. અથવા (૧) મનનો દંડ, પ્રાણાયામ; (૨) વાણીનો દંડ, મૌન; (૩) શરીરનો દંડ, ચોરી ન કરવી, જૂઠું ન બોલવું, ગુરુસેવા વગેરે.

ચિંતવન કરીએ ચિદ્દરૂપનું,
ઈશ્વર બોલે છે આપ;
એને સમર્યે સુખ ઉપજે,
ટળશે ત્રિવિધીના તાપ. કરીએ.
છે છતિ વસ્તુ દેખે નહિ,
જીવનું જોને અજ્ઞાન;
માયા પડદો મધ્યે પડયો,
ભૂલવણીનું એ ભાન. કરીએ.

ॐ

अध्याय ६ ट्ठो

दोहा

चतुरागति गति नरककी कहीं षष्ठमेऽध्याय ।
पांच सवैया ताहिमें चतुरन चित विगसाय ॥ ६ ॥

सवैया–कविता धिषणा अतिशै जिनकी पुनि
जासु कलेवर रोग विलायो ।
अवला अनुराग करैं जिनसों पुनि
हाटक लाभ जिसे अधिकायो ॥
स्वपनेकि मँझार सुचेत रहै पुनि
साजनमैं अतिशै यश छायो ।
जिसमें षट लक्षण ए लखिये वह
मानुषनाक गिर्यो क्षिति आयो ॥ १ ॥

सवैया–दान प्रसंग सदैव करै पर–
मातम देव भजे चितलाई ।
जासु गिरा मधुरी अतिशै नित
सेवत जो धर्मी नरलाई ॥

---

स्वर्गस्थितानामिह जीवलोके ।
चत्वारि नित्यं हृदये वसन्ति ॥
दानप्रसंगो मधुरा च वाणी ।
देवार्चनं धार्मिकतर्पणं च ॥ १ ॥

ॐ

## અધ્યાય ૬ ઠ્ઠો

અર્થ:—છઠ્ઠા અધ્યાયમાં પાંચ સવૈયામાં મનુષ્યોની પર લોકમાંથી આ લોકમાં આગતિ (આવવા) રૂપી ચાર પ્રકારની ગતિ કહું છું, જે જાણીને વિવેકી મનુષ્યોનું ચિત્ત પ્રફુલ્લિત થાય છે. ૬

અર્થ:—જેની બુદ્ધિ (પદના અર્થ સમજવામાં) અતિશય તીવ્ર હોય; વળી જેનું શરીર રોગ રહિત હોય; જેના ઉપર સ્ત્રી વિશેષ પ્રેમ કરતી હોય; જેને સુવર્ણ (ધનાદિ)ની વિશેષ પ્રાપ્તિ હોય, (જાગ્રતમાં તો શું પણ) સ્વપ્ન અવસ્થામાં પણ જે સચેત રહેતો હોય અને જેનો યશ (તેના) સમાજમાં બહુજ પ્રસરેલો હોય છે. જેનામાં એ છ લક્ષણો માલુમ પડે તે મનુષ્ય સ્વર્ગમાંથી (તેના પુન્ય કર્મનો ક્ષય થતાં) પડીને પૃથ્વી ઉપર મનુષ્ય દેહમાં આવ્યો (જાણવો) ૧

હાટક=સોનું; ધન નાક=સ્વર્ગ ક્ષિતિ=પૃથ્વી

અર્થ:—હમેશાં (શક્તિ પ્રમાણે) દાન કરે; પ્રેમથી પરમાત્મા સ્વરૂપ દેવનું ભજન કરે; જેની વાણી સદા અતિ મધુરી (પ્રિય) રહે; હમેશાં ધર્માચરણ કરવાવાળા સંત પુરૂષોનું સેવન કરે; જે મનુષ્યના મનમાં સુખ આપવાવાળા એ

---

જન્મમરણતણી આપદા,
નથી કાંઇ સંકટ સહેલ;
ધધો કરતાં ઢળી પડયો,
જેમ કાંઇ ઘાણીનો બેલ. કરીએ.

जा जनके मनमें नितही गुण
चार विराजत ए सुखदाई ।
ते नर भूमि विराजतही स्वर्ग
वसिहैं संशय नहिं राई ॥ २ ॥

सवैया–लोभको अंश नहीं जिसको नित
दान दयामधिमीति लगावै ।
आनन जासु प्रसन्न सदा पुनि
कोमल जासु स्वभाव लगावै ॥

संतगुरुजननी सवता पग
शीश निरंतर जोउ नवावै ।
जा मन ए गुण पांच वसैं
नरका तनु त्यागि नरू तनु पावै ॥ ३ ॥

सवैया–चाह घनी जिसके मनमें पुनि
जो नर नित्य संतोषते भागत ।
जो स्वप्ने महँ मूढ रहे गुरु
मातपिता निज मित्रनि ठागत ॥

---

नातिलोभो विनीतश्च दयादानरुचिर्मृदुः ।
प्रसन्नवदनश्चैव मानुष्यादागतो नरः ॥ ३ ॥

ચાર ગુણો હંમેશાં વસે છે તે મનુષ્ય સ્વર્ગલોકમાં વસીને ત્યાંથી અહિં મનુષ્યલોકમાં વિરાજે છે (આવ્યો છે)તેમાં લેશ માત્ર સંશય નથી. ૨

અર્થ:—જેના (ચિત્ત) માં લોભનો છાંટો નથી; જેને દાનમાં અતિશય પ્રીતિ તથા જે અતિ દયાળુ છે, જેનું મુખ હમેશાં પ્રસન્ન (હસતું) હોય છે તથા જેનો સ્વભાવ કોમળ છે, (પારકાનું દુઃખ દેખતાં જ તેનું હૃદય દ્રવિત થાય છે); અને જેનું મસ્તક સંતોના, ગુરૂ (વડીલ) જનોના તથા માતાપિતાના ચરણમાં સદાય નમતું રહે છે, જેના મનમાં એ પાંચ ગુણો વસે છે તે મનુષ્ય પૂર્વે મનુષ્યનો દેહ છોડીને ફરીથી મનુષ્ય દેહમાં આવ્યો જાણવો. ૩

અર્થ:—જેના મનમાં હમેશાં નવી નવી ઇચ્છાઓ ઉત્પન્ન થતી હોય; જેના મનમાં સંતોષનું નિશાન ન જણાતું હોય, (જાગ્રતમાં તો શું પણ) સ્વપ્નમાં પણ મૂરખ રહે; પોતાના ગુરૂ (વડિલ), માતા પિતા તથા મિત્રોને પણ

---

### શ્રીમદ્ ભગવદ્ગીતા અ. ૬ માંથીઃ—

પાર્થ થાય નહિ તે તણો, અહિં પરલોકે નાશ,
શુભ કૃત પામે કોઇ નહિ, દુર્ગતિરૂપ વિનાશ ૪૦
પુણ્યલોકને પામી વસી ઘણાં વર્ષ ત્યાં સાર,
લે શુચિ ધનિના ઘર વિષે, યોગભ્રષ્ટ અવતાર. ૪૧
અથવા થાયે જ્ઞાનિના કુળમાં એ ઉત્પન્ન;
લોક વિષે એ જન્મ છે, દુર્લભ, કુરૂનન્દન ૪૨

जो नर आलसवंत रहै नित
जासु सदा क्षुधियादिक लागत।
ए षट लक्षण जासु विषे वह
टेढिन योनिनते नर आतम ॥ ४ ॥

सवैया—बांधवमांहि विरोध सदा अति
शय करि देह सरोग रहैं।
मूरख जंतुनका संग है अति–
क्रोधि स्वभाव सदैव अहै॥
जासु सदैव गिरा कटुकी इह
पांच कुलक्षण जोइ गहै।
ते नर त्याग अए नरका नर–
देह लही हरद्याल कहै॥५॥

दोहा–इति श्रीसारुक्तावली तासु पष्ठमोऽध्याय।
चतुरागति लक्षण कह्यो, कवि हरद्याल बताय॥

---

बह्वाशी नैव संतुष्टो मायावी च क्षुधाधिकः।
स्वप्नमूढोऽलसश्चैव तिर्यग्योन्यागतो नरः॥ ४ ॥
विरोधिता बन्धुजनेषु नित्यम्।
सरोगिता मूर्खजनेषु संगः॥
अतीव रोषो कटुका च वाणी।
नरस्य चिह्नं नरकागतस्य॥५॥

ઠગતો હોય; હંમેશાં આળસુ રહેતો હોય અને જેને ખાધા ઉપર બહુ જ પ્રીતિ હોય. એ છ લક્ષણ જેનામાં દેખવામાં આવે તે મનુષ્ય તિર્યક્ (પશુ આદિ) યોનિમાંથી મનુષ્યદેહમાં આવેલો જાણવો. ૪

અર્થ:—પોતાના બંધુ આદિ સાથે જેને હંમેશાં વિરોધ (શત્રુવટ) હોય; જેના શરીરમાં સદાય રોગનો વાસ હોય; જેને હંમેશાં મૂરખ મનુષ્યોનો જ સંગ (ગમતો) હોય; જે હંમેશાં ક્રોધી સ્વભાવવાળો હોય, અને જેની વાણી હંમેશ અપ્રિય (બીજાને ન ગમતી) હોય; હરદયાળ મહાત્મા કહે છે કે આ પાંચ કુલક્ષણ જેનામાં દેખવામાં આવે તે મનુષ્ય નરકનો ત્યાગ કરીને મનુષ્ય દેહમાં આવ્યો છે એમ જાણજો. ૫

અર્થ:—આ પ્રમાણે સારૂક્તાવલીમાં છઠ્ઠો અધ્યાય પૂરો કર્યો. તેમાં હરદયાળ મહાત્માએ મનુષ્યની ચાર સ્થળેથી આગતિ (અહિં આવવું થયું છે તે)નાં લક્ષણ બતાવ્યાં. [ (૧) સ્વર્ગમાંથી મનુષ્ય લોકમાં, (૨) મનુષ્યમાંથી મનુષ્યમાં, (૩) પશુઆદિમાંથી મનુષ્યમાં (૪) નરકમાંથી મનુષ્યમાં. એ ચાર આગતિ વર્ણવી છે. ]

---

ઝાઝે લોભે લાગી રહ્યો,
માયાની મધ્ય લાળ;
તેમ તેમ તૃષ્ણા વાધી ઘણી,
ફૂટાયો કાંઇક કાળ. ફરીએ.

ॐ

अध्याय ७ मो

दोहा

वाक्यनिरूपण अब करैं सप्तमऽध्याय मँझार ।
छंद रुद्र मतिक्षुद्रको करत समुद्र मकार ॥ ७ ॥

मंत्र मित्र तप दान जप बांधवादि जे आहिं ।
जे नर पीडित कालकरि को रक्षक नहिं ताहिं ॥ १ ॥

दोहा—

सुखकारि बंधित कर्ममें तिहिं दुस्तर फल होइ ।
हसती धारे गर्भको तजन रुदंती सोइ ॥ २ ॥
जीव कर्म आपैं करै आपै तिहिं फल भुक्त ।
आप रमत संसारमें आपै तिहिंते मुक्त ॥ ३ ॥

---

न मंत्रो न तपो दानं न मित्राणि न बान्धवाः ।
शक्नुवन्ति परित्रातुं नरं कालेन पीडितम् ॥ १ ॥

सुखेन वर्द्धते कर्म तद्विपाको हि दुस्तरः ।
हसंत्या धार्यते गर्भो रुदन्त्या परिमुच्यते ॥ २ ॥

स्वयं कर्म करोत्यात्मा स्वयं तत्फलमश्नुते ।
स्वयं भ्रमति संसारे स्वयं मोक्षं च गच्छति ॥ ३ ॥




ૐ

## અધ્યાય ૭ મો.

અર્થ:—હવે સાતમા અધ્યાયમાં "વાક્ય"નું નિરૂપણ કરે છે; તેમાં અગિયાર છન્દો છે. જે છન્દોનો વિચાર કરવાથી હલકીબુદ્ધિવાળો પણ સમુદ્રની પેઠે અગાધ બુદ્ધિવાળો થાય છે. ૭

અર્થ:—જે મનુષ્યનો અંતકાળ પાસે આવ્યો છે તેનું મંત્ર, મિત્ર, તપ, દાન, જપ તથા જે બાંધવ આદિ છે તે પણ રક્ષણ કરી શકતાં નથી. ૧

અર્થ:—જેમ સ્ત્રી ગર્ભ ધારણ કરતી વખતે આનંદિત થાય છે, પણ પ્રસવ કરતી વખતે દુ:ખી થાય (રડે) છે. તેમ આ જીવાત્મા સુખ (મેળવવાની આશા) થી કર્મ કરવામાં બંધાય છે પણ તે (કર્મનું) ફળ ભોગવવાના સમયમાં તે કલેશ ભોગવે છે. ૨

અર્થ:—જીવાત્મા પોતે કર્મ કરે છે અને પોતે તેનું ફળ ભોગવે છે. (કર્મના ફળમાં આસક્તિ રાખવાથી) પોતે પોતાની મેળે સંસારમાં રમે (ફસાય) છે; અને (ફળાસક્તિ રહિત થવાથી) પોતાની મેળે જ સંસારથી મુક્ત થાય છે. ૩

---

નૌતમ દેહ દુર્લભ દેવને,
　　પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નીછારે નાખીઓ;
　　એમાં ન રહ્યો સંદેહ. કરીએ.

दुःखमय मिथ्या भावना सुखद भावना सत्त ।
ज्ञानभावना कर्मकरि निश्चय सकल नसंत ॥ ४ ॥

शुभ गुण अवसरके पढे शोभावंत मनाक् ।
गमन काल वामांग ज्यों मंगल गर्दभ वाक् ॥ ५ ॥

सवैया–जब भानु उदै दिग पश्चिम ह्वै
गिरि मेरु चलै अतिशै जबही ।
गिरि श्रृंग शिला जब ह्वै पदमा
अगनी अति शीतल ह्वै कबही ॥

सबके अति साजन संत जना
वह झूंठ गिरा न कहैं कबही
तजि भ्रांति हृदय धरि संत गिरा
सुसुमा अबही अबही अबही ॥ ६ ॥

---

मिथ्याभावनया दुःखं सत्यभावनया सुखम् ।
ज्ञानभावनया कर्म नश्यत्येव न संशयः ॥ ४ ॥

अवसरपठितं सर्वं सुभाषितत्वं प्रयाति यत्किंचित् ।
वामः प्रयाणकाले खरनिनदो मङ्गलो भवति ॥ ५ ॥

उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे ।
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः ॥
प्रभवति यदि पद्मं पर्वताग्रे शिलायाम् ।
तदपि न पुनरुक्तं भाषितं सज्जनानाम् ॥ ६ ॥

અર્થ:—મિથ્યા ( વસ્તુ ) માં સત્યતાની ભાવના દુ:ખમય છે અને સત્ય વસ્તુ ( અધિષ્ઠાન ) માં ભાવના સુખ આપવાવાળી છે. શ્રવણ, મનન, નિદિધ્યાસનરૂપી ક્રિયા વડે ( હું બ્રહ્મરૂપ છું એવી ) જ્ઞાનભાવના દૃઢ કરે તો સકલ ( અવિદ્યા અને તેનાં કાર્યનો ) બાધ થાય છે. ૪

नशंत=નાશ પામવું.

અર્થ:—જેમ પ્રયાણ કાળે ડાબી બાજુએ ગધેડું ભૂંકે તો તે શુભ ( શુકન ) ગણાય છે તેમ સમયને અનુસરી લગાર પણ સારૂં કર્યું હોય તો તે શોભે છે. ૫

અર્થ:—કદાચ સૂર્યનારાયણ પશ્ચિમ દિશામાં ઉગે, મેરુ પર્વત પોતાના સ્થળથી ખસી અતિ દૂર જાય, પર્વતની ટોચ ઉપર આવેલી પત્થરની શિલામાં કમળ ઉગે અને અગ્નિ અતિ ઠંડો થાય તો પણ કુટુંબીજનો પેઠે સર્વનું અતિહિત કરવાવાળા સંતપુરુષો અસત્ય વચન કદિ ઉચ્ચારતા નથી. માટે ( મનમાંથી ) ભ્રાન્તિ કાઢી નાખી સંતોના વચનો હૃદયમાં ધારણ કરવાનો શુભ અવસર આજ છે; હમણાંજ છે. હમણાં જ છે. ૬

साजन=કુટુંબીજન

( પૃ. ૪૨ ઉપર મૂકેલા कदा वृन्दारण्ये. એ શ્લોકના અર્થ. )

યમુનાજીના નિર્મળ અને વિશાળ તીર ઉપર બળદેવ અને સુદામા આદિની સાથે વિહાર કરતા શ્રી કૃષ્ણ ભગવાનને, હે કૃષ્ણ ! હે સ્વામિ ! હે મધુર મોરલીને વગાડનારા વિભો ! મારા ઉપર પ્રસન્ન થાઓ એમ સંબોધન કરતાં વૃન્દાવનમાં મારા દિવસોને મટકું મારવા માત્રમાં હું ક્યારે ગાળીશ ?

સરખાવો પૃ. ૧૪૬-૧૪૭ ) ઉપરનો कदा वाराणस्या० શ્લોક

तोटक छंद–बुधिको फल सार विचार रहै
तनुको फल सार व्रतादिक है
धनको फलसार सुपात्र दिजै।
..फलसार गिरा सब प्रीति किजै ॥ ७ ॥

दोहा–जो आनन है शास्त्रविन, विन तांबुल जु आस।
शुभवानी विन वदन जो, मुख निरंध्र लखि तास ॥

सवैया–जो नरहै समरत्थ तिसे प्रति–
काम नहीं कोउ या जगमांही।
मानुप उद्यमवंत जु है तिन–
को कछु दूर अहै जग नाहीं ॥
जो गुणवान पुमान अहै पर–
देश तिसे कछु ना दरशाहीं।
जो मधुरो शुभ वाक्य भनै सब–
साकतिसे जनको न दुखाहीं ॥ ९ ॥

---

बुद्धेः फलं तत्त्वविचारणं च।
देहस्य सारं व्रत धारणं च ॥
वित्तस्य सारं खलु पात्रदानम्।
वाचः फलं प्रीतिकरं नराणाम् ॥ ७ ॥

यन्मुखं शास्त्रविभ्रष्टं तांबूलरस वर्जितम्।
शुभाषित परित्यक्तं छिद्रमेव हि केवलम् ॥ ८ ॥
कोऽति भारः समर्थानां किं दूरं व्यवसायिनाम्।
को विदेशः सुविद्यानां कः परः प्रियवादिनाम् ॥ ९ ॥

અર્થઃ—તત્વનો વિચાર કરવો એ બુદ્ધિનું ફળ છે. ( યમનિયમાદિક ) વ્રત ધારણ કરવું એ શરીરનું ફળ છે. સુપાત્રને દાન આપવું એ ધનનું ફળ છે અને સર્વની સાથે પ્રેમ કરવો એ વાણીનું ફળ છે. ૭

અર્થઃ—જે મુખમાંથી શાસ્ત્રની વાણી ઉચ્ચારાતી નથી તથા જેમાં તાંબુલ ( પાન ) નો સંબંધ નથી તથા જેમાંથી કદિ શુભ વચનો નીકળતાં નથી તેને મુખ ન સમજવું પણ ખાલી ખાકું ( રાફડો ) જ જાણવું. ૮

निरंध्र=રાફડો; દર.

અર્થઃ—જે મનુષ્ય સમર્થ ( શરીર બળવાળો અથવા બુદ્ધિબળવાળો ) છે તેને આ જગતમાં કશું અઘરૂં નથી. ( એવું કોઈ કામ નથી કે જે તેનાથી ન થાય. ) જે મનુષ્ય ઉદ્યમવંત ( પુરુષાર્થી ) છે તેને આ જગતમાં કશું દૂર નથી. જે મનુષ્ય ગુણવાન છે તેને ( ગમે તે સ્થળ હોય છતાં ) પરદેશ ( અજાણ્યો દેશ ) ભાસતો નથી અને જે મનુષ્ય મધુર તથા સારાં ( હિતકારી ) વચનો બોલે છે તેને સર્વ કોઈ તેનું કુટુંબી થવાથી કોઈ દુઃખી કરી શકતો નથી ૯

प्रतिकाम=અઘરૂં. माकति=કુટુંબ.

---

૧. દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પણ પ્રેમથી થાય છે.
૨. બીજાઓનું ભલું કરવામાં આપણું પણ ભલું થાય છે જ.
૩. જેવાઓનો સમાગમ તમે રાખશો તેવી જ તમારી સ્થિતિ થવાની. ( પ્રભુમય જીવનમાંથી )

दोहा–प्रियवचनोंके दानतें होत प्रमोद त्रिभौन ।
तातें प्रियवाणी भनै यामें कृपणता कौन ॥ १० ॥

चौपाई–सत्यवचन अरु प्यारो जोइ ।
बुद्धिमान जन भाषै सोइ ॥

प्रिय न होइ पुनि वाक्य सत्त है ।
कहै नाहिं वह शब्द मत्त है ॥

लगै मधुर झूठ ह्वै वाको ।
नाहिं कहुँ प्रतिभाषै ताको ॥

एक सनातन धर्म संतनको ।
यह अनुगामी योग जननको ॥ ११ ॥

दोहा–दो सत चौ इक तोटक उभय सवैये जान ।
इत एकादश वृत्तिकी मेलनिवृत्ति निदान ॥ १ ॥

इति श्रीसारूक्तावली तासु सप्तमोऽध्याय ।
तामें वाक्य निरूपयो कवि हरयाल सुभाय ॥२॥

---

प्रियवाक्य प्रदानेन सर्वे तुष्यंति जंतवः ।
तस्मात्तदेव वक्तव्यं वचने का दरिद्रता ॥ १० ॥

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ ११ ॥

અર્થઃ—પ્રિય વચનોનું દાન કરવાથી (ઉચ્ચારણ કરવાથી) સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ ત્રણે ભુવનમાં આનંદ થાય છે. માટે હંમેશાં પ્રિય વચનો બોલવાં. તેમાં કંજુસાઇ શા માટે (કરવી)? ૧૦

અર્થઃ—બુદ્ધિમાન મનુષ્ય સત્ય તથા સામાને પ્રિય લાગે તેવું વચન હોય તે જ બોલે છે. વાકય સત્ય હોય પરંતુ બીજાને પ્રિય લાગે તેવું ન હોય તો તેવું બોલતો નથી, (કારણ કે) તે વાકય અભિમાનવાળું ભાસે છે. બીજાને મધુર લાગે તેવું હોય પણ જો જૂઠું હોય તો તેવું વાકય પણ કોઈને કહેવું નહિ. સંત પુરુષોનો આ સનાતન ધર્મ છે. સનાતન ધર્મ પાળવાની ઇચ્છાવાળા અધિકારી મનુષ્યો પણ એ પ્રમાણે વર્તે છે. ૧૧

અર્થઃ—સાત દોહરા, એક ચોપાઇ, એક ત્રોટક તથા બે સવૈયા (વૃત) છન્દ મળી અગીઆર છન્દો આ અધ્યાયમાં છે. અને તેનો વિચાર અંતઃકરણની વૃત્તિનો મેલ નિવારવામાં કારણભૂત છે. ૧

અર્થઃ—હે વિવેકી ભાઇ, આ પ્રમાણે સારુક્તાવલીનો સાતમો અધ્યાય પૂરો થયો. તેમાં હરદયાળ મહાત્માએ વાકચનું નિરૂપણ કર્યું. ૨

---

ટેક ધરીએ નિજ કામની,
સેવા સમરણ ધ્યાન;
હેતે હરિરસ પીજીએ,
મૂકી માન ગુમાન. કરીએ.

ॐ

अध्याय ८ मो

दोहा

उद्यम वर्णौं अष्टमे द्वादश छंद सरोज ।
जाको मन अलि लेत रस ताके सिद्धि मनोज ॥ ८ ॥
उद्यम करिकै श्री मिलै कीरति त्यागे होत ।
बुद्धि कर्म अनुसार है विद्याभ्यास उद्योत ॥ १ ॥
उद्यमकंद्र कलह मधु जूवा प्रीति अहार ।
भोग निंद नव सेवतें वधैं प्रलय ज्यों वार ॥ २ ॥
उद्यम उत्तम मित्रवत भयो सुशत्रु समान ।
आलस शत्रु मित्र ज्यों उभय विपर्यय ज्ञान ॥ ३ ॥
विद्या सेव वेपार कृषि इन करि जिहँ वृति होय ।
कृष्णसर्पके डंक ज्यों करणयोग दृढ सोय ॥ ४ ॥

---

यत्नानुसारिणी लक्ष्मीः कीर्तिस्त्यागानुसारिणी ।
अभ्याससारिणी विद्या बुद्धिः कर्मानुसारिणी ॥ १ ॥
उद्योगः कलहः कंडूर्द्यूतं मद्यं परस्त्रियः ।
आहारो मैथुनं निद्रा सेव्यमानं तु वर्द्धते ॥ २ ॥
उद्योगः शत्रुवन्मित्रमालस्यं मित्रवद्विषम् ।
विषवच्चामृतं विद्या सुधावद्विषमंगना ॥ ३ ॥
कृषिः सेवा वणिग्विद्या येन यस्योपजीवितम् ।
सुदृढं चैव कर्तव्यं कृष्णसर्पमुखं यथा ॥ ४ ॥

ॐ

# અધ્યાય ૮ મો

અર્થ:—આ આઠમા અધ્યાયમાં કમળ જેવા (રસાળ), બાર છંદોથી ઉદ્યમનું વર્ણન કરૂં છું. જેનો મનરૂપી ભમરો તે કમળરૂપી છંદોમાંથી રસ (સાર) ગ્રહણ કરે છે તેના મનની કામનાઓ સિદ્ધ થાય છે. ૮

સરોજ=કમળ. મનોજ=મનની કામના. અલિ=ભમરો.

અર્થ:—ઉદ્યમ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. તે લક્ષ્મીનો યોગ્યતા પ્રમાણે વ્યય કરવાથી કીર્તિ મળે છે. કર્મને અનુસરીને બુદ્ધિ આવે છે અને અભ્યાસના પ્રમાણમાં વિદ્યા પ્રકાશે છે. ૧

વ્યય=દાન, ત્યાગ.

અર્થ:—જેમ પ્રલયકાળમાં જળની વૃદ્ધિ થાય છે તેમ ઉદ્યમ, દાદર, કજિયો, સુરાપાન, જુગાર (રમવાની ટેવ), પ્રીતિ, આહાર (ખોરાક), વિષયભોગ, અને ઉંઘ એ નવ, જેમ જેમ વધુ સેવિયે તેમ તેમ વધતાં જાય છે. ૨

અર્થ:—(આ જીવને) ઉદ્યમ શ્રેષ્ઠ મિત્ર જેવો છે પણ (મૂર્ખાઈથી) કટ્ટા દુશ્મન જેવો ભાસે છે; (અને) આળસ શત્રુ જેવું છે છતાં મિત્ર જેવું ભાસે છે. (મિત્રમાં શત્રુબુદ્ધિ અને શત્રુમાં મિત્રબુદ્ધિ) એ બન્ને વિપરીત જ્ઞાન છે. ૩

અર્થ:—જેવી રીતે કાળા સાપનો ડંખ જેને થયો હોય તેને બચાવવા દૃઢ પ્રયત્ન કરવો પડે છે તેવી રીતે જેની છવિકા વિદ્યા, સેવા, વ્યાપાર અથવા ખેતીથી ચાલતી હોય તેણે પણ (વિદ્યા આદિ માટે) દૃઢ પુરૂષાર્થ કરવો યોગ્ય છે. ૪

सोरठा—अभ्यागत खीरादि, खेती करि दारिद्रको ।
अवलाको द्रव्यादि, तथा शास्त्रकरि सभाजित ॥५॥

सोरठा—जाग्रत हत ह्वै त्रास, दुर्भिष नाशै वृष्टिकरि ।
कलह मौन करि नास, तथा जापकरि पाप हत ॥६॥

दोहा—दैव चितवनी धारि करि उद्यम त्यागे नाहिं ।
विन उद्यम कहु कौनको मिले तेल तिलमांहि ॥७॥

प्रथमैं कर्म विपाकको सुमिरे होत प्रमोद ।
जरत धामके शांतिहित आदि कूप शुभ खोद ॥८॥

---

जितं कृषीभिर्दारिद्र्यं गोभिरभ्यागतो जितः ।
जिता धनवता नारी तथा शास्त्रैर्जिता सभा ॥ ५ ॥

वृष्टितो नास्ति दुर्भिक्षं जपतो नास्ति पातकम् ।
मौनतः कलहो नास्ति नास्ति जागरतो भयम् ॥ ६ ॥

न दैवमिति संचिंत्य त्यजेदुद्योगमात्मनः ।
अनुद्योगे तु कस्तैलं तिलेभ्यः प्राप्तुमिच्छति ॥ ७ ॥

चिंतनीया हि विपदामादावेव प्रतिक्रिया ।
न कूपखननं कार्यं प्रदीप्ते वह्निना गृहे ॥८॥

અર્થ:—અભ્યાગતને ક્ષીરાદિ ( મિષ્ઠ ભોજન ) થી, ( વશ કરે ); દરિદ્રતાને ખેતીથી, સ્રીને દ્રવ્ય (ધન, આભૂષણ), આદિથી, તથા સભાને શાસ્ત્રવિદ્યાથી જીતી લેવાં. ૫

અર્થ:—( સ્વપ્નના દ્રશ્યથી ઉત્પન્ન થએલું ) દુઃખ જાગ્રત થતાં દૂર થાય છે. ( જન્મ મરણનું દુઃખ આત્મસ્વરૂપમાં જાગવાથી દૂર થાય છે. ) દુષ્કાળ વરસાદથી દૂર થાય છે. કજિયો મૌન રાખવાથી દૂર થાય છે અને પાપ જપ કરવાથી નાશ (દૂર) થાય છે. ૬

દુર્ભિષ=દુર્ભિક્ષ=દુષ્કાળ.

અર્થ:—નસીબમાં હશે તેમ થશે એવું ધારીને કોઈએ પુરુષાર્થ કદિ ત્યજવો નહિ. તલમાં તેલ છે પણ કોઈનેય પ્રયત્ન કર્યા વગર તે તલમાંથી તેલ ( કદિ ) મળ્યું છે ? તે કહો. ૭

અર્થ:—બળતા મકાનની ( અગ્નિની ) શાંતિ માટે પહેલેથી જ પુષ્કળ જળવાળો કુવો તૈયાર કરાવ્યો હોય તો ( તેનાથી ) આનંદ થાય, તેમ જે કોઈ કર્મ કરીએ તેનું પરિણામ પહેલેથી જ વિચારીને તે કર્મ કરીએ તો આનંદ થાય. ૮

જરત=બળતું.

---

ઠીક કરીને રે બેસીએ,
રાખીને રે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો,
પરહર પારકી આશ. કરીએ.

दुवैया छन्द-सब जन करत पदारथ संग्रह
पुनि तिहिं रक्षा करत उपाइ ।

उत्तम रक्षा त्याग पदारथ
अब इन पर दृष्टान्त बताइ ॥

ज्यों जल सरको सूखे सरमें
वा क्रिमि ह्वै वा स्वाद बिलाइ ।

नाक्रिमि सूखे न जलप्रवाहिक
सुभग स्वाद त्यों अर्थ सुभाइ ॥३॥

दोहा

दान विमुख नर सम्पदा हों विनशै नहिं मान ।
विनादान जो द्रव्य है सो वनसुमन समान ॥४॥

---

उपार्जितानामर्थानां त्याग एव हि रक्षणम् ।
तडागोदरसंस्थानां परिवाह इवांभसाम् ॥३॥

यस्य दानविहीनस्य धनान्यायान्ति यान्तिकिम् ।
आरण्यकुसुमानीव निरर्थास्तस्य संपदः ॥४॥

ॐ

## અધ્યાય નવમો

અર્થ:—આ નવમા અધ્યાયમાં સાત શ્લોકથી ઉદારતાનું વર્ણન કરે છે; (જે સાંભળતાં) હૃદય ઉદાર બને છે. અને જે ધનનો દાનમાં ઉપયોગ થતો નથી તે ધનની નિંદા કરે છે. ૯

અર્થ:—જેમ નદી પોતાનું જળ પી જતી નથી; વૃક્ષ પોતાનાં ફળ કદિ ખાતું નથી; અને વાદળાં કદિ પણ (પોતાથી પોષાતી) ખેતી ખાઇ જતાં નથી. (નદી, વૃક્ષ તથા વાદળાં જળ, ફળ તથા ખેતી બીજાઓને માટે રહેવા દે છે), તેમ ઉદાર વૃત્તિવાળા મનુષ્યો પોતાની વિભૂતિ બીજાઓ માટે સંગ્રહે છે. ૧

सस्य =शश = ખેતી.

અર્થ:—ધર્મ, ચોર, રાજા અને અગ્નિ એ ચાર ધનના ભાગીદાર છે; જે મનુષ્ય સહુથી મોટા (ભાઈ) ધર્મનો ત્યાગ કરે છે (નીતિથી પેદા કરેલા ધનનો ધર્મના કામમાં ઉપયોગ કરતો નથી) તેના ઉપર બાકીના ત્રણ ભાઈઓ (ચોર, રાજા તથા અગ્નિ) કોપે છે. ૨

---

રણસંબંધે આવી મળ્યાં,
સુત વિત્ત દારા ને દેહ;
લેવાં દેવાં જ્યારે મટે,
મારગ લાગશે તેહ. કડીએ.

दुवैया छन्द-सब जन करत पदारथ संग्रह
पुनि तिहिं रक्षा करत उपाइ।

उत्तम रक्षा त्याग पदारथ
अब इन पर दृष्टान्त बताइ॥

ज्यों जल सरको सूखे सरमें
वा क्रिमि ह्वै वा स्वाद बिलाइ।

नाक्रिमि सूखे न जलप्रवाहिरू
सुभग स्वाद त्यों अर्थ सुभाइ॥३॥

दोहा

दान विमुख नर सम्पदा हों विनशै नहिं भान।
विनादान जो द्रव्य है सो वनसुमन समान॥४॥

---

उपार्जितानामर्थानां त्याग एव हि रक्षणम्।
तडागोदरसंस्थानां परिवाह इवांभसाम्॥३॥

यस्य दानविहीनस्य धनान्यायान्ति यान्तिरिम्।
आरण्यकुसुमानीर निरर्थास्तस्य संपदः॥४॥

અર્થઃ—સર્વ મનુષ્યો પદાર્થો પ્રાપ્ત કરે છે, તેનો સંગ્રહ કરે છે અને વળી તેની રક્ષા કરે છે. પદાર્થની સુંદર રીતે રક્ષા કરવી એટલે તે પદાર્થનો ત્યાગ, એ વાત દૃષ્ટાંત આપીને સમજાવું છું: હે સુવિચારવાળા ભાઇ, જેમ સરોવરનું જળ ( વપરાશમાં ન આવે તો ) સરોવરમાં સુકાઈ જાય છે, જીવાત પડે છે, અથવા સ્વાદ વગરનું ( દુર્ગંધીવાળું ) થઇ જાય છે; પણ તેજ જળ ( જો વપરાશમા રહે અથવા નદીના જળની પેઠે ) વહેતું રહે તો તેમાં જીવ પડતા નથી, ( પડ્યું પડ્યું ) સૂકાઈ જતું નથી તથા મધુર સ્વાદવાળું રહે છે તેમ ધનનું પણ સમજવું. ૩

અર્થઃ—હે મનુષ્ય, ( ગમે તેટલી ) સંપત્તિ હોય પરંતુ તેનું જો પાત્રને દાન કરવામા આવતું ન હોય તો તેનો નાશ થાય છે એમાં સંશય નથી. દાન કર્યા વગરનું જે ધન છે તે વનમાં ઉગેલા પુષ્પ જેવું ( નકામું ) છે. ૪

---

તોળ્યું તત્ત્વ ત્રિલોકમાં,
નહી હરિ નામ સમાન;
બીજું સરવે એ બાદલું,
અંતે આવે નહી કામ. કરીએ.

दोहा–धनसंग्रहते दान धन सौगुण अधिक पछान ।
तापर विद्या गुण बसै कैसे करूं बखान ॥

तापर जो हो वीरता ताको करूं प्रनाम ।
ये तीनों नहिं लेश मद है विचित्र यह जाग ॥ ५ ॥

सवैया–सिन्धु अगाध अहे लवणोदक
तद्यपि क्या कहुँ प्यास न टारै ।
जानुप्रमाण जु वारि सुचारु
तृषा नरनारिमृगादिकी हारै ॥
केक धनाढ्य तथापि बडो
अरथी व्यर्थ जिहिं जात न द्वारै ।
जा धन रास निरासरु भिक्षुक
सो धन क्या जुवती सत धारै ॥ ६ ॥

---

त्यागो गुणो गुणशताद्धिको मतो मे ।
विद्या विभूषयति त यदि किं ब्रवीमि ॥
शौर्यं हि नाम यदि तत्र नमोऽस्तु तस्मै ।
तच त्रयं न च मदोऽस्ति विचित्रमेतत् ॥ ५ ॥

अगाधेनापि किं तेन तोयेन लवणांबुधेः ।
जानुमात्रं वरं वारि तृषाच्छेदकरं नृणाम् ॥ ६ ॥

અર્થ:—ધનના સંગ્રહ કરતાં ધનનું દાન કરવું તે સો ગણું શ્રેષ્ઠ છે એમ જાણો. ધનદાન રૂપી ગુણની સાથે જો (તે દાતામાં) વિદ્યા હોય તો તે તેનાં વખાણ કયા શબ્દોથી કરી શકું? ધનદાન, વિદ્યા અને સાથે સાથે જો તેનામાં વીરતા હોય તો તેને હું નમસ્કાર કરું છું. જેનામાં ધનદાન, વિદ્યા અને શૂરવીરપણું એ ત્રણે હોય છતાં લગારે અભિમાન ન હોય એ તો મહાન આશ્ચર્યકારક કહેવાય (જાણવું). ૫.

અર્થ:—સમુદ્રમાં પુષ્કળ જળ છે તો પણ શું કહું? તે જળ ખારું હોવાથી (કોઈની) તૃષા નિવારણ કરતું નથી; અને નિર્મળ તથા ગોઠણ જેટલું ઉંડું (નદીનું) મધુર જળ નર નારી તથા મૃગ આદિ પશુઓ સર્વની તૃષા દૂર કરે છે. તેવી રીતે થોડા ધનવાળો (સામાન્ય સ્થિતિનો) માણસ હોય પરંતુ તેના બારણેથી કોઈ પણ ભિક્ષુક નિરાશ થઈ પાછો જતો નથી તે માણસ શ્રેષ્ઠ (મોટો) છે; અને જેને ઘેર ધનના ઢગલા હોય છતાં જેના બારણે આવેલા ભિક્ષુક નિરાશ થઇ પાછા જાય છે તેનું ધન (અગાશીની) ફાટ ઝમતી હોય તેમાં પૂરવા પણ ઉપયોગમાં આવતું ન હોવાથી શું કામનું છે? ૬

નૈક=થોડા. ચુવતી=ઝમતી. ક્ષત=ફાટ, તરડ.

---

થિરતા કરીને તું ન્યાળજે
હૃદે કમળમાં રૂપ;
બાહ્યાભ્યંતર ભાળજે,
હરિનું અકળ સ્વરૂપ. કરીએ.

सवैया–है सर सो सिन्धुतं सरसों
रत्नोदक खानन मी सर मावै ।
प्यास भमी पयके जनके श्रम
नाशनमों समरथ दरशावै ॥
सो सर ज्यों धन नेक धनी
जिहिं द्वारहिते सबको धरसावै ।
सिंधु धनी कहु दे न कनी किधौं
पक्वणी पर पीस लगावै ॥ ७ ॥

दोहा–इक तोटक त्रय दोहरे एक दुवैया छंद ।
उभय सवैये धीर जन सात श्लोक चित चंद ॥१॥

इति श्रीसारूक्तावली तिहिं नवमो अध्याय ।
उत्तम कही उदारता कवि हरयाल सुभाय ॥ २ ॥

---

नाब्धिः कासारोऽयं
न च गंभीरो न चापि रत्नखनिः ।
तदपि पिपासितपांथ–
श्रमशमनमनारतं कुरुते ॥ ७ ॥

અર્થ—પેલું છે તો તળાવ; પણ રત્ન અને જળની ખાણરૂપ સમુદ્ર કરતાં શ્રેષ્ઠ છે; અને બધાંને ગમે છે. (કારણ કે) થાકી ગએલા મુસાફરોની તૃષા અને થાક દૂર કરવામાં સમર્થ દેખાય છે. થોડાક ધનવાળો મનુષ્ય તેના ઘેર આવેલા સર્વ ભિક્ષુકને કાંઇપણ આપે છે તેથી તે (આવા) તળાવના જેવો (શ્રેષ્ઠ) છે; પણ જે બહુ ધનવાન છે અને કોઈ ને કણિકો પણ આપતો નથી તે (પેલા) સમુદ્ર જેવો છે. તે તેના ધનને વાટીને, પાકી ગએલા ગુંમડા ઉપર શું બાંધી દેશે ? ૭

किधौं=શું ? सर= તળાવ. सरसौं=શ્રેષ્ઠ कनी=કણિકો, લગારપણ.

અર્થ:—એક ત્રોટક છંદ, ત્રણ દોહરા, એક દુવૈયા છંદ, અને બે સવૈયા છંદ (બધા મળી) એ સાતે છંદો બુદ્ધિવાન મનુષ્યના ચિત્તને ચંદ્રની પેઠે શાન્તિસુખ આપે છે. ૧

અર્થ:—હે વિવેકી ભાઈ, આ પ્રમાણે શ્રી સારૂક્તાવલીનો નવમો અધ્યાય પૂરો થયો. તેમાં હરદયાળ મહાત્માએ ઉદારતાનું ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે. ૧



૧, આપણી ભાવિ સ્થિતિનો આધાર આપણા આજના વર્તન પર છે. (પ્રભુમય જીવનમાંથી)

ॐ

अध्याय १० मो

दोहा

दशमे द्वादश छंद करि क्रोधादिक व्याख्यान ।
हानि करै अरि जानिकै मानकरै दुखखान ॥ १० ॥

मधुमार छंद–महरै कुचैल धृत दंत मैल ।
तपतान्न प्रीत मधुरो न गीत ॥ १ ॥

रवि अन्त भोर जिहिं नींद घोर ।
जब लक्ष कंत तिहिं श्री तजंत ॥ २ ॥

तिलका छन्द–पर अन्न हरै परधंन चुरै ।
पर सेज रमै गुरुनारि गमैं ॥३॥

परधाम बसै पुनि दान नसै ।
यदि इंद्र अहै तिहिं श्री न रहै ॥४॥

---

कुचलिनं दंतमलावधारिणम् ।
बह्वाशिनं नित्यकठोरभाषिणम् ॥
सूर्योदये चास्तमये च शायिनम् ।
विमुंचति श्रीरपि चक्रपाणिकम् ॥ १–२ ॥

परान्नं परवस्त्रं च परशय्या परस्त्रियः ।
परवेश्मनि वासश्च शक्रस्यापि श्रियं हरेत् ॥ ३–४ ॥

ॐ

## અધ્યાય ૧૦ મો.

અર્થ:—આ દસમા અધ્યાયમાં બાર છન્દો વડે ક્રોધાદિકનું વર્ણન કરું છું તે ક્રોધ આદિકને પોતાના શત્રુ જાણીને તેમનો ત્યાગ કરે; પણ જો તે ક્રોધાદિકને (કોઈ) માન આપશે (સ્વીકારશે) તો તેને દુઃખની ખાણરૂપ થશે. ૧૦.

અર્થ:—મેલા વસ્ત્ર પહેરનાર, દાંત મેલા રાખનાર (દાતણ, મંજન આદિકથી સાફ ન કરનાર), ઊનું ફ્ફ્ડતું અન્ન જમવામાં પ્રીતિ રાખનાર, અપ્રિય વાક્યો બોલનાર, અને સૂર્યાસ્ત તથા સૂર્યોદય સમયે ઘોર નિદ્રામાં પડી રહેનાર; (આવાં લક્ષણવાળો) જો કદિ શ્રી લક્ષ્મીજીનો પતિ (સાક્ષાત વિષ્ણુ) હોય તો પણ તેને શ્રી (લક્ષ્મી) ત્યજી દે છે (તેને ત્યાં લક્ષ્મી રહેતી નથી.) ૧–૨

અર્થ:–પારકાનું અન્ન હરનાર, પારકાનું ધન ચોરનાર, બીજાની પથારીમાં રમનાર, ગુરુની સ્ત્રીને ભોગવનાર, પર ઘરમાં નિવાસ કરનાર, તથા કોઈ દાન કરતો હોય તેને તે શુભ કામથી રોકનાર; (આવાં લક્ષણવાળો) જો કદિ ઇન્દ્ર રાજા પોતે હોય તો પણ તેને ત્યાં લક્ષ્મી રહેતી નથી. ૩–૪

---

દેહ તણું ફળ એહ છે,
ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં,
નહિ હરિ નામ સમાન. કરીએ.

तोटक छन्द–क्षुधियासम ना तनु खेद अहै।
नहि चिन्तसमा तनुशोक कहै॥
जन भूषण ना विदिया के समा।
नहिं रक्षक काय समान क्षमा॥ ५॥

क्षुधियाकरि आतुर जो नर हैं।
बुधि कांति उभै तिनकी न रहैं॥
अति आतुर चिंतहुते जु नरा।
सुखनींद उभै तिनको न जरा॥ ६॥

---

क्षुधासमं नास्ति शरीरपीडनम्।
चिंतासमं नास्ति शरीरशोषणम्॥
विद्यासमं नास्ति शरीरभूषणम्।
क्षमासमं नास्ति शरीररक्षणम्॥ ५॥

क्षुधातुराणां न बलं न बुद्धिः।
चिंतातुराणां न सुखं न निद्रा॥
कामातुराणां न भयं न लज्जा।
द्रव्यातुराणां न गुरुर्न बन्धुः॥ ६–७॥

અર્થઃ—ભૂખના જેવું શરીરમાં (બીજું કોઇ) દુઃખ નથી; ચિન્તા સમાન શરીરમાં (બીજું કોઈ) શોક ઉત્પન્ન કરનાર નથી; વિદ્યા સમાન આ મનુષ્ય શરીર માટે (બીજું કોઈ) ભૂષણ (ઘરેણું) નથી; અને ક્ષમા સમાન (બીજું કોઇ) આ શરીરનું રક્ષણ કરનાર નથી. અર્થાત્ મોટામાં મોટું દુઃખ ભૂખનું છે; ભારેમાં ભારે શોક ચિન્તાનો છે;. ઉત્તમ શોભા વિદ્યાની છે અને શ્રેષ્ઠ રક્ષક ક્ષમા છે. ૫

અર્થઃ—જે મનુષ્ય ક્ષુધાથી દુઃખી રહે છે તેની બુદ્ધિ અને શરીરની કાંતિ બન્ને ઘટતાં જાય છે; જે મનુષ્ય ચિંતાથીજ અતિ પીડિત હોય છે (બધોય વખત ચિંતાતુર રહે છે) તેને તો લગારે સુખ તથા નિદ્રા હોતાં જ નથી; ૬

---

[ચંદ્રમા પોતે અમૃતનું નિધાન, ઔષધિનો નાયક, સો સો વૈદ્યો જેની પાછળ ફર્યા કરે છે એવો, અને સદાશિવના મસ્તકનો તાજ હોવા છતાં પણ જ્યારે ક્ષયરોગથી મુક્ત થતો નથી ત્યારે અરેરે! કોઇથી ન ફિટાડી શકાય તેવો અદૃષ્ટનો પરિપાકજ બળવાન છે. ] (ભર્તૃહરિ નીતિશતક).

---

ધ્યાન ધરજે પરિબ્રહ્મનું,
જેમ કાંઇ લોભીને ધન;
કામીને જેમ કામની
એવું કરિયે ચિતવન. કરીએ.

तोटक छन्द–मनुजातुर जे जन आहिं सही ।
तिनको नहिं त्रास न लाज कही ॥
दरवातुर जे जन आहिं घना ।
तिनको गुरु नाहि न बंधु जना ॥ ७ ॥

सोरठा–क्रोध अनर्थनिमूल, क्रोध जन्म अरु मरण दे ।
क्रोध धर्मनिर्मूल, तातें क्रोध 'हु' त्याग शुभ ॥८॥

दोहा–कालकूट अरु क्रोधमें बडो अंतरो आहि ।
क्रोध स्व आश्रयको दहत विष नहिं स्वाश्रयदाहि ॥९॥

मान नम्रता प्रीति त्रय शीघ्र क्रोधते नाश ।
ह्वै प्रतीति हत कपट करि शुभ गुण लोभ प्रणाश ॥१०॥

---

क्रोधो मूलमनर्थानां क्रोधः संसारवर्द्धनः ।
धर्मक्षयकरः क्रोधस्तस्मात्क्रोधं विवर्जयेत् ॥ ८ ॥

क्रोधस्य कालकूटस्य विद्यते महदंतरम् ।
स्वाश्रयं दहति क्रोधः कालकूटो न चाश्रयम् ॥ ९ ॥

क्रोधात्प्रीतिविनाशः स्यान्मानाद्विनयसंहतिः ।
मायायाः प्रत्ययोच्छित्तिर्लोभात्सर्वगुणक्षयः ॥ १० ॥

અર્થ:—જે મનુષ્ય કામાતુર હોય છે તેને ભય તથા લજ્જા હોતાં નથી; અને જે દ્રવ્યાતુર (ધનનો લોભી) ઘણો હોય છે તેને ગુરુ તથા બન્ધુ હોતા નથી. (ગુરુજનનો તથા બાંધવોનો પણ તે ઘાત કરે છે. ૭

ગુરુ=વડીલ, પૂજવા યોગ્ય.

અર્થ:—અનર્થ (દુ:ખ)નું મૂળ ક્રોધ છે; તે ક્રોધ જન્મ મરણની દોરી દૃઢ કરવાવાળો છે; અને ધર્મને મૂળમાંથી ઉખેડી નાખનાર છે માટે શુભ (કલ્યાણ)ની ઇચ્છાવાળાએ ક્રોધનો ત્યાગ કરવો "જ" જોઇએ. ૮

અર્થ:—કાળકૂટ (ઝેર) તથા ક્રોધમાં બહુ તફાવત છે; ક્રોધ પોતાના આશ્રયને (જેને ક્રોધ થાય છે તેને) બાળી મૂકે છે (તેનો નાશ કરે છે), પણ કાળકૂટ નામનું ઝેર જેમાં ઉત્પન્ન થાય તેને બાળતું નથી. (પણ બીજાનો નાશ કરે છે.) ૯

અર્થ:—ક્રોધથી માન, નમ્રતા અને પ્રીતિ એ ત્રણેનો જલદી નાશ થાય છે; કપટ વડે વિશ્વાસનો નાશ થાય છે; અને લોભથી (સર્વ) શુભ ગુણોનો વિનાશ થાય છે. ૧૦

---

નિશ્ચે જાણો રહેવું નથી,
જુઠો જગત વિલાસ;
એથી રહેજે તું અળગો,
આઠે પહોર ઉદાસ. કરીએ.

दोहा

करै वखीली वलीसों पापकर्ममें प्यार ।
त्रिय प्रतीति साजन कलह मृत्युद्वार यह चार ॥ ११ ॥

कोइक मित्र न काहूँको कोइक रिपु कहुँ नाहिं ।
जीवनके गुण दोप जे शत्रु मित्र ते आहिं ॥ १२ ॥

दो तिलके मधुभार दो त्रय तोटक पहिचान ।
इक सोरठ दोहे चतुर द्वादश छंद वखान ॥ १ ॥

इति श्रीसारूक्तावली तासु दशम अध्याय ।
क्रोधादिक तामें कहे मोक्षनिमित्त विहाय ॥ २ ॥

---

अनुचितकर्मारंभः, स्वजनविरोधो वलीयसा स्पर्धा ।
प्रमदाजनविश्वासो, मृत्युद्वाराणि चत्वारि ॥ ११ ॥

न कश्चित्कस्यचिन्मित्रं न कश्चित्कस्यचिद्रिपुः ।
देहिनां गुणदोपाः स्युर्मित्राणि रिपवस्तथा ॥ १२ ॥

---

ॐ

अध्याय ११ मो

दोहा

एकादश अध्यायमें संतनकी परशंस ।
दुर्जनकी निंदाकरै कहै श्लोक षडविंश ॥ १ ॥

प्रत्यय=प्रतति=माया = કપટ.

અર્થ:—બળવાન સાથે ઝઘડો (બાથ ભીડવી); પાપ કર્મમાં પ્રીતિ; સ્ત્રીજનોમાં વિશ્વાસ અને સજ્જનો (સગાં સંબંધી) સાથે વિરોધ; આ ચાર મૃત્યુનાં દ્વાર છે. ૧૧

त्रिय = तिय = स्त्री.

यरीलि = ઝઘડો. साजन = स्वजन = સગાં સંબંધી,

અર્થ:—કોઇ કોઇનો મિત્ર નથી તથા કોઇ કોઇનો શત્રુ નથી. આ જીવોના જે ગુણો છે તે તેમના મિત્ર છે અને દોષો (દુર્ગુણો) છે તે શત્રુ છે. ૧૨

અર્થ:—બે તિલકા છન્દ, બે મધુભાર છન્દ, ત્રણ ત્રોટક, એક સોરઠો તથા ચાર દોહરા મળી કુલ બાર છન્દો કહ્યા છે તેને જાણો. ૧

અર્થ:—આ પ્રમાણે શ્રી સારૂક્તાવલીનો દસમો અધ્યાય પૂરો કર્યો. તેમાં ક્રોધાદિક (દુર્ગુણોનું) વર્ણન કર્યું. મોક્ષને માટે તેમનો સંપૂર્ણ ત્યાગ કરે. ૨

---

ॐ

## અધ્યાય ૧૧ મો.

અર્થ:—આ અગીઆરમા અધ્યાયમાં છવ્વીસ શ્લોકથી સંતોની પ્રશંસા તથા દુર્જનોની નિંદા વર્ણવવામાં આવશે. ૧૧

सवैया—परकाव्य सदोप अदोप भणै
कटु वाक्य कहै न, परंतु सहै ।
अपने गुण औगुण त्यों परके
चहुँमें द्वि कहै द्वि कवी न कहै ॥

चितको चित चेतन चिंत भयो
विपयोंतें परंतु डरंत रहे ।
श्रवणादि जने सब बंध हने
समधाम बने पर इकांत चहै ॥ १ ॥

दोहा—वर्तमान भावी विपति संत सेवते नाश ।
ज्यों गंगोदक अचनतें दुर्गति प्यास विनाश ॥ २ ॥

---

गर्वं नोद्वहते न निंदति परं नो भापते निष्ठुरम् ।
श्रुत्वा काव्यमलक्षणं परकृतं संतिष्ठते मूकवत् ॥

उक्तं केनचिदप्रियं च सहते क्रोधं च नालंबते ।
दोपाँश्छादयते गुणान्निगदते चैवत्सतां लक्षणम् ॥ १ ॥

वारयति वर्त्तमाना, मापदमागामिनीं च सत्सेवा ।
तृष्णां च हरति पीतं, गंगाया दुर्गतिं चांमः ॥ २ ॥

અર્થઃ—પારકાનું બનાવેલું કાવ્ય (પોતે ભણતો હોય તો તે)માં કોઈ પ્રકારના દોષ હોય તો તેને સુધારી (દોષ રહિત કરી)ને પોતે ભણે છે; કોઇનેય અપ્રિય વચન કહેતા નથી પરંતુ (બીજા કોઈનાં કહેલાં અપ્રિય વચન) પોતે સહન કરે છે; પોતામાં ગુણ અને અવગુણ છે તેવી રીતે બીજામાં પણ ગુણ અને અવગુણ છે. (બન્નેના મળીને ચાર ગુણ અવગુણ થયા,) તે ચારમાંથી બે કહે છે (પોતાના અવગુણ અને બીજાના ગુણ કહે—વર્ણવે છે), પરંતુ બે તો કદી પણ નથી કહેતા (બીજાના અવગુણ અને પોતાના ગુણ એ બે તો કદી પણ કોઇને નથી કહેતા); અંતઃકરણમાં ચૈતન્ય સ્વરૂપનું ચિંતવન કરતાં પોતાને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે છતાં વિષયોના સંગથી ડરતા રહે છે; વેદાંતના શ્રવણ મનનાદિથી ઉત્પન્ન થએલા જ્ઞાનથી સર્વ બંધનોની નિવૃત્તિ થઇ છે, અને તેથી ઘર તથા વન બન્ને (તે જ્ઞાનીને મન) સરખાં છે છતાં એકાન્તમાં રહેવાની ઈચ્છા રાખે છે. (આ સંતોનાં લક્ષણ છે.) ૧

અર્થઃ—જેમ ગંગાજળનું પાન કરવાથી અધોગતિ અને તૃષાની નિવૃત્તિ થાય છે તેમ સંતના સમાગમથી હાલનાં તથા ભવિષ્યનાં દુઃખનો નાશ થાય છે. ૨

---

પ્રીતિ નિરંતર કીજીયે,
સદ્‌ગુરુ સંતની સાથ;
રખે ઢોળી તું નાખતો,
અમૃત આવ્યું છે હાથ. કરીએ.

सवैया–संत करैं नहिं बैर कहूँ
समके हितमें वरते अतिही ।
ता तनुको जब दाहत को
वह तद्यपि देत सुखामृत ही ॥

जसे कुठार कटै तरु चंदय
गंध तिसे सुख देवतही ।
हेतु यही सरवातम है रत
ता पद कंज नमो नितही ॥ ३ ॥

दोहा–नर आभरण सुरूपतनु रूपाभरण गुणाहि ।
गुणको भूपण ज्ञाननिज ज्ञानाभरण क्षमाहि ॥ ४ ॥

दर्पण मार्जन मान ज्यों निर्मल होवत सोइ ।
तणा ज्ञान अभ्यासकरि विमल मनीषा होइ ॥५॥

---

सुजनो य याति वैरं, परहितनिरतो विनाशकालेऽपि ।
छेदेऽपि चन्दनतरुः, सुरभयति मुखं कुठारस्य ॥ ३ ॥

नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥ ४ ॥

मार्जमानः सदा यद्वद्दर्पणो निर्मलो भवेत् ।
ज्ञानाभ्यासात्तथा पुंसां बुद्धिर्भवति निर्मला ॥ ५ ॥

અર્થઃ—સંત પુરુષો ક્યાંય વૈર કરતા નથી; સર્વના કલ્યાણ માટે વિશેષે કરીને વર્તન કરે છે; જેમ કુહાડી ચંદનવૃક્ષને કાપે છે છતાં ચંદન તે કુહાડીના મુખને સુગંધિવાળું બનાવે છે તેમ તે સંતના શરીરને કોઇ બાળે (પીડા કરે) છે તો પણ તે સંત તેને સુખ આપવાવાળાં અમૃતતુલ્ય વાક્યો કહે છે. (આ પ્રમાણેના) સંતના વર્તનમાં કારણ આ છેઃ–તે સંત સર્વને પોતા (આત્મ) સ્વરૂપ સમજે છે અને તે સ્વરૂપમાં નિષ્ઠાવાળા છે. આવા સંતના ચરણકમળમાં હું નિત્ય નમું છું. ૩

અર્થઃ—સુંદર શરીર એ મનુષ્યની શોભા છે; સ્વરૂપની શોભા (શાન્તિ આદિ) ગુણો છે; ગુણોની શોભા પોતાના સ્વરૂપનું જ્ઞાન (આત્મજ્ઞાન) છે અને જ્ઞાનની શોભા ક્ષમા છે.૪

અર્થઃ—જેવી રીતે દર્પણને માંજવાથી તે સ્વચ્છ થતાં તેમાં પ્રતિબિંબ ભાસે છે, તેમ બુદ્ધિરૂપી દર્પણ અભ્યાસ (રૂપી જળ) વડે માંજવાથી તે નિર્મળ થતાં તેમાં આત્મસ્વરૂપનું જ્ઞાન થાય છે. ૫

---

ફોગટ ફંદ સંસારનો,
સ્વારથનો છે સનેહ;
અંતે કોઈ કોઈનું નથી,
તું તો તેનો રે તેહ. કરીએ.

दोहा–ज्यों जलभीतर पद्मथित जलस्पर्श नहिं ताहि।
ज्ञानी शब्दादिक विषय भोगत पर न लिपाहिं ॥ ६ ॥
घर्षणछेदनदहनमें कंचन दुखै न ऐस।
गुंजनसह तोलनहुते हाटक दुखहै जैस ॥ ७ ॥
तनु दाहन छेदन विपति नहिं अस दूखै संत।
विपयसंगते ज्यों दुखै विपय असंत करंत ॥ ८ ॥
भ्रमर केतकी फूल पर खंडमानभी शोभ।
त्यों गुणकरि जिहिं चितढप्यो तिहिं न दोपकरि क्षोभ ९
दोहा–दुष्टक्रिया दृष्टे नहीं जैसे जलमें रेख।
संतक्रिया अति जल्पभी शिला रेख ज्यों देख ॥१०॥

---

पद्मस्य च यथा तोये पत्रं तेन न लिप्यते।
शब्दादिविषयान्भुंजंस्तद्वज्ज्ञानी न लिप्यते ॥ ६ ॥
न दुःखं दह्यमाने चच्छेदेन घर्षणे तथा।
सुवर्णस्य महादुःखं गुंजया सह तोलनम् ॥ ७ ॥
दाहच्छेदविपत्तिभ्यो नो बिभ्यति हि साधवः।
यथा विपयसंगाच्च विपयाः संति दूपकाः ॥ ८ ॥
केतकीकुसुमैर्भृंगः खंड्यमानोऽपि शोभते।
दोषाः किं नाम कुर्वंति गुणोपहृतचेतसाम् ॥ ९ ॥
जलरेखेव नीचानां यत्कृतं तन्न दृश्यते।
अत्यल्पमपि साधूनां शिलारेखेव दृश्यते ॥१०॥

અર્થ:—કમળ જળની અંદર રહે છે (છતાં) જેમ તેને જળનો સ્પર્શ થતો નથી, તેમ જ્ઞાની શબ્દાદિક વિષયો ભોગવે છે તો પણ (તેમાં આસક્તિ ન હોવાથી) તે વિષયોથી લેપાતા (બંધન પામતા) નથી. ૬

અર્થ:—સુવર્ણને ચનોખડીથી તોળાવાથી જેટલું દુઃખ થાય છે તેટલું દુઃખ કસોટી ઉપર ઘસાવાથી, છીણીથી કપાવાથી તથા અગ્નિમાં બળવાથી થતું નથી. ૭

(ઘસાવું, કપાવું તથા બળવું એ દુઃખ સહન કરે છે પણ કાળા મોઢાની ચનોખડી સાથે જ્યારે તેની તુલના થાય છે ત્યારે તે બહુ દુઃખી થાય છે.)

અર્થ:—(તેવી રીતે) સંતપુરુષોને પાંચ વિષયોના સંગથી જેટલું દુઃખ થાય છે તેટલું દુઃખ તેમના શરીરને કોઇ બાળી નાખે અથવા (શસ્ત્રથી) કાપી નાખે તો પણ થતું નથી; કારણ કે વિષયો (ના સંગ) સંતોને અસંત કરી નાખે છે. ૮

અર્થ:—જેમ (કેતકીના પુષ્પોથી) કપાએલો (ખંડિત થયેલો ભમરો કેતકી પુષ્પ ઉપર શોભે છે તેમ જેમનું ચિત્ત (દૈવી) ગુણોથી ભરાઇ ગએલું છે તેમને (સાધારણ) દોષોથી કોઈ જાતનો ક્ષોભ થતો નથી. ૯

અર્થ:—જેમ જળમાં કરેલો લીટો કોઇની ધ્યાનમાં આવતો નથી તેમ દુષ્ટોની દુષ્ટ ક્રિયા કોઈ લક્ષમાં લેતું (દેખતું) નથી. (અને) પત્થર ઉપર કરેલો લીટો જેમ સર્વ કોઇ દેખે છે તેમ સંતપુરુષોની નાનામાં નાની ક્રિયા સર્વ કોઇ (નું ધ્યાન ખેંચે છે) દેખે છે. ૧૦

चंदन शीतल लोकमें चंदनतें शशि शीत ।
चंदन चंदहि युगलतें शीतल सतसँग नीत ॥११॥

एक पुत्र गुणवान शुभ सौ सुत अगुण अकाम ।
एकहि शशि तमको हरै तारे कोटि कि काम ॥१२॥

अमृत रस विद्वानको जानत इक विद्वान ।
रंभा भोगनतें जु सुख जाने शक्र न आन ॥१३॥

सब शास्त्रनिमें चतुरभी चतुर वेद थित वाक ।
आत्मज्ञान न जानियो ज्यों दर्वी रसपाक ॥१४॥

गिरिगिरिमें माणिक नहीं मोती गजगज नाहिं ।
चन्दन तरु वनवन नहीं संत न पुरपुर माहिं ॥१५॥

---

चन्दनं शीतलं लोके चन्दनादपि चन्द्रमाः ।
चन्द्राच्च चन्दनाचैव शीतला साधुसंगतिः ॥११॥

एकोऽपि गुणवान्पुत्रः किं निर्गुणशतैरपि ।
एकश्चन्द्रस्तमो हंति न च तारासहस्रकम् ॥१२॥

विद्वानेव हि जानाति विद्वज्जनरसामृतम् ।
जंमारि रेव जानाति रंभासंभोगजं सुखम् ॥ १३ ॥

पठन्तु चतुरो वेदान्सर्वशास्त्रविशारदाः ।
आत्मज्ञानं न जानन्ति दर्वी पाकरसं यथा ॥१४॥

शैलेशैले न माणिक्यं मौक्तिकं न गजेगजे ।
सज्जना न हि सर्वत्र चन्दनं न वनेवने ॥१५॥

અર્થ:—આ લોકમાં ચંદન શીતળ છે; ચંદન કરતાં ચંદ્રમાં વિશેષ શીતળ છે; (પરંતુ) ચંદન અને ચંદ્ર તે બન્ને કરતાં સત્સંગ સદા વધુ શીતળ છે. ૧૧

અર્થ:—ગુણહીન સો પુત્રો (હોય તો તે) નકામા છે, પણ જો એક ગુણવાન પુત્ર (હોય તો તે) સારો છે. ચંદ્રમા એક જ છે (છતાં) અંધારાનો નાશ કરે છે; કરોડો તારા (ઉગે, પણ તે) શા કામના? ૧૨

अगुण=ગુણહીન. अकाम=નકામા.

અર્થ:—જેમ રંભા નામની અપ્સરાના સંભોગથી થતું સુખ ઇન્દ્ર જાણે છે, બીજા કોઇ જાણતા નથી તેમ વિદ્વાન પુરુષોની ગોષ્ઠીથી ઉપજતો અમૃતરુપી આનંદ તે તો વિદ્વાન જ જાણે (સમજી શકે) છે. (બીજાઓને તે આનંદ મળતો નથી.) ૧૩

અર્થ:—ચારે વેદો જેની જીભ્હાના ટેરવે હોય, અને સર્વ શાસ્ત્રોમાં ચતુર હોય પણ જો તેણે આત્મજ્ઞાન જાણ્યું નથી તો અનેક પાકમાં બોળાએલી કડછી (ને કાંઇ સ્વાદ આવતો નથી તે) ના જેવો તે છે. ૧૪

અર્થ:—દરેક પર્વતમાં માણિક્ય હોતાં નથી; દરેક હાથીના મસ્તકમાં મોતી હોતાં નથી; દરેક વનમાં (બાવના) ચન્દનનાં વૃક્ષ હોતાં નથી તેમ સંતપુરુષો દરેક સ્થળે (શહેરમાં) હોતા નથી (કોઇક કોઇક સ્થળે મળી આવે છે.) ૧૫

निर्मलमति मानी पुरुप द्वैफल इच्छाधार ।
सर्वसंग सु निवृतता वा विभूति विस्तार ॥१६॥

उपकारी प्यारी गिरा करै अकृत्रिम मीत ।
संतन यही स्वभाव है शशि शीतल किन कीत ॥१७॥

सो तरु कोइक कहुँ ह्वै जिहिं करींद्र आश्रिक्ष ।
वनवनमें वनचरनके वास योग्य बहु वृक्ष ॥१८॥

जो जनके बंधन हरै सो साधु कहुँ एक ।
कर्म क्रिया जोडन विपे जन समरत्थ अनेक ॥१९॥

---

पुंसामुन्नतचित्तानां द्वयमेव सुखावहम् ।
सर्वसंगनिवृत्तिर्वा विभूतिर्वा सविस्तरा ॥१६॥

उपकर्तुं प्रियं वक्तुं कर्तुं स्नेहमकृत्रिमम् ।
सज्जनानां स्वभावोऽयं केनेन्दुः शिशिरीकृतः ॥१७॥

वने वने संति वने चराणाम् ।
निवासयोग्यास्तरवोऽपि केचित् ॥
स कोऽपि शाखी क्वचिदेक एव ।
यस्याश्रयं वांछति वारणेंद्रः ॥१८॥

नराणां बन्धनच्छेदी साधुर्भाति हि कश्चन ।
मिथ्याविस्तारकाः संति साधवो नामधारकाः ॥१९॥

અર્થ:--શુદ્ધ બુદ્ધિવાળાં અને માન પામવાને યોગ્ય (પુરુષોને) બે પ્રકારની ઈચ્છા હોય છે: (૧) સર્વ સંગથી સંપૂર્ણ નિવૃત્તિ, અથવા (૨) સમ્રાટના જેવી વિભૂતિ. ૧૬

અર્થ:--ચંદ્રમાને શીતળ કોણે કર્યો? શીતળતા તે તો તેનો સ્વભાવ જ છે. (તેમ) સંત પુરુષોનો પણ સ્વભાવ છે કે-બીજા ઉપર ઉપકાર કરવો, વાણી (બીજાને) મધુર લાગે તેવી બોલવી અને સર્વ કોઈ ઉપર નિષ્કપટ પ્રીતિ રાખવી. ૧૭

અર્થ:—દરેક વનમાં વાંદરાઓને રહેવા યોગ્ય ઘણાં વૃક્ષો હોય છે; (પણ) ઉત્તમ હાથી જેનો આશ્રય કરીને રહે તેવું ઝાડ તો કોઇક સ્થળે અને કોઈ એક જ હોય છે. ૧૮

અર્થ:—(તેમ) આ જીવોને કર્મકાંડની ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરાવનાર તો અનેક સમર્થ પુરુષો હોય છે; (પણ) જીવનાં જન્મમરણનાં બંધન કાપી નંખાવે એવા સાધુપુરુષ તો કોઇ એકાદ જ હોય છે. ૧૯

અર્થ—બ્રાહ્મણો ક્ષીર આદિકના ભોજનથી પ્રસન્ન થાય છે; મોર વાદળાંની ગર્જનાથી આનંદિત થાય છે, સંતપુરુષો પારકાનું ભલું કરીને સુખી થાય છે; અને દુષ્ટ લોકો પારકાનું દુ:ખ દેખીને ખુશી રહે છે. ૨૦

---

૧. ઇચ્છા અને લાયકાત વિના પ્રભુ સારી વસ્તુઓ નથી આપતો.
૨. સોયના કાણામાં ઉંટ પેસી શકે, તો ધનવાન સ્વર્ગમાં જઇ શકે.
(પ્રભુમય જીવનમાંથી)

द्विज प्रसन्न क्षीरादिकरि मोर मोद घन चैन।
संत सुखी परहित विषे शठ परविपता चैन ॥२०॥
अर्थी प्रश्नी जगतमें सुलभ अगार अगार ।
दाता उत्तरवंत द्वै दुर्लभ नर संसार ॥२१॥
स्वगुण दोषपर याचना अर्थी व्यर्थ भिजंत ।
इन चारोंके कहनमें संतन जीभ लजंत ॥२२॥

सवैया—करके परहार भये जिव कंडुक
भूमि गिरे पुनि ऊरध होई ।
हूत आहत उत्तम संतनकी पर
होवहिं नाश जबै वह दोई ॥
अपदा अति प्रापति होइ जबै
नहिं तद्यपि व्याकुल होवत सोई ।
सम मेरु रहै थित संत सदा
विपदा सब गेंद समान सु जोई ॥२३

---

तुष्यंति भोजने विप्रा मयूरा घनगर्जिते ।
महान्तः परकल्याणे नीचाः परविपत्तिषु ॥२०॥
अर्थिप्रश्नकृतौ लोके सुलभौ तौ गृहे गृहे ।
दाता चोत्तरदश्चैव दुर्लभौ पुरुषौ भुवि ॥२१॥
स्वागुणान्परदोषांश्च वक्तुं प्रार्थयितुं परान् ।
याचितारं निराकर्तुं सतां जिह्वा जडायते ॥२२॥
पातितोऽपि कराघातैरुत्पतत्येव कंदुकः ।
प्रायेण साधुवृत्तीनामस्थायिन्यो विपत्तयः ॥२३॥

અર્થ:—જગતમાં ઘેર ઘેર અર્થી (યાચના કરવાવાળા) તથા પ્રશ્ની (સવાલ પૂછવાવાળા) ઘણા મળી આવે છે. (પણ ભિક્ષુકને તેની યાચના પ્રમાણે) આપનાર તથા (પૂછવાવાળાને યોગ્ય) ઉત્તર આપનાર એ બે આ જગતમાં દુર્લભ છે (કોઇક જ મળી આવે છે). ૨૧

અર્થ:—પોતાના ગુણનું વર્ણન કરવામાં, પારકાના દોષ બતાવવામાં, (બીજાની પાસે વ્યાવહારિક પદાર્થ) માગવામાં અને કોઇ પણ યાચકને (તેની ઇચ્છા પ્રમાણે ન આપતાં) ખાલી પાછો કાઢવામાં (એ ચારે ક્રિયાઓમાં) સંતો સંકોચ પામે છે. ૨૨

भिजंत=मेजंत=મોકલવામાં

અર્થ:—હાથનો પ્રહાર થવાથી જેમ દડો ભૂમિ ઉપર પડે છે, પડીને ફરી પાછો ઉંચે ઉછળે છે; તેમ શ્રેષ્ઠ સંત પુરુષોની સ્થાયી જીવિકા તથા અસ્થાયી જીવિકા બન્ને નાશ પામે છે (અથવા) જ્યારે અતિશય દુઃખ આવી પડે છે ત્યારે તે સંતો ગભરાતા નથી અને સર્વ દુઃખો દડા સમાન છે એવો રૂડા પ્રકારે વિચાર કરીને સદા મેરુ પર્વતની પેઠે અચળ રહે છે. ૨૩.

---

૧. જે ઈશ્વરી આજ્ઞા જાણે અને પાળે તે જ કૃતકૃત્ય થાય છે.
૨. નમ્રવાણી, એ તો સાક્ષાત્ સ્વર્ગના જ અમૃત જેવી છે.
(પ્રભુમય જીવનમાંથી)

दोहा–अधम जु चाहे द्रव्यको मध्यम धन अरु मान।
उत्तम चाहै मानको ताको धन सन्मान ॥२४॥

दोहा–है गुण अवगुण सब विषे इन विन जंतु न कोइ।
मृदु सुगंध सुन्दर कमल पर कंटकभी होइ ॥२५॥

सोरठा–भूमंडल शृंगार, संतमराल निवास जहँ।
हानि तिसै पुरताल, साधू हंस वियोग जहँ ॥२६॥

दोहा–बाइस दोहे सोरठिक तीन सवैये चीन।
सभी छन्द पटवीस है हिरदै दीन अधीन ॥ १ ॥

इति श्रीसारूक्तावली तासु ग्यारमोऽध्याय।
दुर्जन सज्जन युगलको वर्णन कियो सुभाय ॥२॥

---

अधमा धनमिच्छन्ति धनमानौ हि मध्यमाः।
उत्तमा मानमिच्छन्ति मानो हि महतां धनम् ॥२४॥

दोषोप्यस्ति गुणोप्यस्ति निर्दोषो नैव जायते।
सुकोमलस्य पद्मस्य नाले भवति कंटकः ॥२५॥

यत्रापि तत्रापि गता भवंति।
हंसा महीमंडलमंडनाय ॥
हानिस्तु तेषां हि सरोवराणाम्।
येषां मरालैः सह विप्रयोगः ॥२६॥

અર્થ:—જે હલકી કોટિના પુરુષો છે તે ધનને ચાહે છે; મધ્યમ વર્ગના પુરુષો ધન તથા માન બન્નેની ઈચ્છા કરે છે. તેવા પુરુષોનું સન્માન ( યોગ્ય આદર સત્કાર ) એજ તેમનું ધન છે. ૨૪

અર્થ:—જેમ કમળનું પુષ્પ કોમળ, સુગંધિવાળું તથા સુંદર છે તો પણ તેમાં કાંટા છે તેમ ( જગતમાં ) કોઇ પણ પ્રાણી ગુણ તથા અવગુણ વગરનું નથી; સર્વમાં ગુણ તથા અવગુણ બન્ને છે. ૨૫

અર્થ:—જ્યાં સંતપુરુષો રૂપી હંસોનો નિવાસ છે તે સંતોનો નિવાસ તે ભૂમંડળની શોભા છે ( જેમ હંસો સરોવરની શોભા છે તેમ ). પણ જે શહેરમાંથી સાધુપુરુષો ચાલ્યા જાય છે તથા જે સરોવરમાંથી હંસો ઉડી જાય છે તે શહેર તથા સરોવર શોભતાં નથી. ૨૬.

અર્થ:—બાવીસ દોહરા, એક સોરઠો અને ત્રણ સવૈયા, અધા મળીને છવ્વીસ છન્દો છે. એમને સમજવાથી આ જીવના હૃદયમાંની દીનતા દૂર થાય છે અને તેને શાન્તિ આવે છે. ૧

અર્થ:—એ પ્રમાણે સારૂક્તાવલીનો અગીઆરમો અધ્યાય પૂરો થયો. જેમાં હે વિવેકી ભાઈ, દુર્જન તથા સજ્જન બન્નેનું વર્ણન કર્યું છે. ૨

---

વિપત્તિ વખતે ધૈર્ય, ઉન્નતિ વખતે ક્ષમા, સભામાં વાણીનું ચાતુર્ય, યુદ્ધમાં પરાક્રમ, યશમાં પ્રીતિ અને વેદાદિ ઉપર આસક્તિ એ મહાત્માઓના સ્વાભાવિક ગુણો છે

( નીo શo )

ॐ

अध्याय १२ मो

दोहा—अब द्वादश अध्यायमें सप्त व्यसन विस्तार।
क्रम क्रम करि विहिं निंद है पंद्रह छन्द उचार ॥१२॥
जूप मांस मधु वेसवा हिंसा चोरी नार।
सप्त लोकमें सप्त है सप्त न छुहैं उदार ॥१॥
लक्ष्मी तहां रहै नहीं जहाँ जूपको वास।
पादप तहाँ न ऊपजे जहँ अग्नि परकास ॥२॥
धनवृद्धी ते पापकहिं पापवृद्धि धननास।
धर्म हीन कैतव्र मिल्यो, धन दुखकारी भास ॥३अ॥
[पापवृद्धि ते वृद्धिधन, धनवृद्धिते वृद्धपाप।
नसै जूपमें धर्म बिन, उभय लोक संताप] ॥३ब॥

---

द्यूतं च मद्यं पिशितं च वेश्या।
पापर्द्धिचौर्यं परदारसेवा॥
एतानि सप्त व्यसनानि लोके।
घोरातिघोरं नरकं नयंति॥१॥
न श्रियस्तत्र तिष्ठंति द्यूतं यत्र प्रवर्तते।
न वृक्षजातयस्तत्र विद्यंते यत्र पावकः॥२॥
धनप्रवृद्धेः क्वचिदस्ति पापम्।
पापप्रवृद्धेर्धननाशमेति॥
धर्मेण हीनः कितवैः समेतो।
दुःखाकरो लोकयुगे नराणाम्॥३॥

ॐ

## અધ્યાય ૧૨ મો.

અર્થ:—હવે બારમા અધ્યાયમાં પંદર છન્દોથી સાત પ્રકારના વ્યસનની એક પછી એક વિસ્તારથી નિંદા કરૂં છું. ૧૨

અર્થ:—(૧) જુગાર, (૨) માંસ, (૩) દારૂ, (૪) વેશ્યા, (૫) હિંસા, (૬) ચોરી અને (૭) પરસ્ત્રી, આ સાત પ્રકારનાં વ્યસન મૃત્યુલોકમાં છે; વિવેકી પુરુષો એ વ્યસનોનો સંગ કરતા નથી. ૧

### (૧) જુગાર નિંદા:

અર્થ:—જ્યાં અગ્નિ બળતો હોય ત્યાં ઝાડ ઉગતું નથી તેમ જ્યાં જુગાર રમાય છે ત્યાં લક્ષ્મી રહેતી નથી. ૨

जूप = જુગાર पादप = વૃક્ષ

અર્થ—ધનની વૃદ્ધિ થતાં કદાચ પાપ થાય છે; પાપની વૃદ્ધિ થતાં ધનનો નાશ થાય છે; ધર્મરહિત હોય અને જુગાર રમતાં શીખ્યો તેને તો ધન દુઃખરૂપ જ ભાસે છે. ૩ अ

[ અર્થ:—પાપની વૃદ્ધિ થાય ત્યારે ધનની વૃદ્ધિ થાય છે; અને ધનની વૃદ્ધિથી પાપ વધી જાય છે; ધર્મમાં ન વપરાતું ધન જુગારમાં નાશ પામે છે. (તેથી) બન્ને લોકમાં દુઃખ પામે છે. ] ३ च

---

૧. એવી એક પણ ટેવ નથી કે જે જીતી શકાય નહિ

૨. જેમને આત્મશક્તિ સમજાઇ હોય તેઓ તો લોકો જુએ, જાણે કે વખાણે, એ પ્રકારનું કામ ઓછું અને ના છૂટકે કરે છે. ( પ્રભુમય જીવનમાંથી )

सुरापानते हानि मति करिहैं काम वेहोष ।
नारी महतारी उभय भोगै गिनै न दोष ॥४॥

तोटक–मधुपान समान न पाप परै ॥
नहिं भूत भविष्यतमें उचरै ॥
मधुत्याग समान न पुण्य कहूँ ।
नहि भूत विषे न भविष्यत हूं ॥५॥

दोहा–सत करता[1] उपदेष्टा[2] उपकारी अनुमंत[3] ।
घातक[4] स्वादिक[5] षष्ठ ए अघसम भागी जंत ॥६॥

रक्तबिंदुकर संभवै जे नर भूँजत मांस ।
नरक पडे निकसैं नहीं यावत इंदु विभास ॥७॥

---

न वेत्ति मद्यपानतः स्मरेण विह्वलीकृतः ।
स्वमातरं स्वयोपितं समानमेव मन्यते ॥४॥

मद्यपानात्परं पापं न भूतं न भविष्यति ।
मद्यत्यागात्परं पुण्यं न भूतं न भविष्यति ॥५॥

सत्कर्ता चोपकर्ता च घातकश्चैव स्वादुकः ।
उपदेष्टानुमंता च षडेते सममागिनः ॥६॥

शुक्रशोणितसंभूतं ये नरा भुंजते पलम् ।
नरकान्न निवर्तन्ते यावचन्द्रदिवाकरौ ॥७॥

## (૨) મદ્ય નિંદા :

અર્થ:—દારૂ પીવાથી બુદ્ધિ મારી જાય છે; દારૂ પીવાથી જેની બુદ્ધિ નાશ પામી છે અને જે કામવાસનાથી વ્યાકુળ થએલો છે તે પોતાની સ્ત્રીને તથા માતાને બન્નેને ભોગવવામાં દોષ જોતો નથી. ૪

અર્થ:—દારૂ પીવા સમાન બીજું કોઇ મોટું પાપ નથી; એવું પાપ ભૂતકાળમાં થયું નથી અને ભવિષ્યકાળમાં થશે નહિ. દારૂ પીવાનો છોડી દેવા સમાન બીજું કોઈ એવું પુણ્ય નથી કે જે ભૂતકાળમાં થયું હોય અથવા ભવિષ્યકાળમાં થશે. ૫

## (૩) માંસ નિંદા :

અર્થ:—(૧) (શરીરમાંથી) માંસ કાઢવાવાળો, (૨) તે કાઢતાં શીખવનારો, (૩) માંસને પકાવવાવાળો, (૪) (તે કામમાં) સંમતિ આપનારો, (૫) (પશુને) મારનારો, તથા (૬) તે માંસ ખાનારો; એ છએ મનુષ્યો પાપના સરખા ભાગીદાર છે. ૬

અર્થ:—લોહી તથા વીર્યમાંથી ઉત્પન્ન થએલા માંસને જે મનુષ્ય ખાય છે તે નરકમાં પડે છે અને જ્યાં સુધી સૂર્યચંદ્ર (પ્રકાશે) છે ત્યાં સુધી નરકમાંથી નીકળતો નથી. ૭

---

બાવન ઉપનિષદ્ વેદનાં,
તેનું તત્ત્વ વિચાર;
તત્ પદ ત્વં પદ ત્યાગીને,
અસિ પદમાં ચિત્ત ધાર. કરીએ.

सर्वशुक्र ब्रह्मा अहै विष्णु पिशित परकास ।
इश्वरास्थि संघात है ताते मत भख मांस ॥८॥

जप तप व्रत वित अवधि यश विद्या सुकुल उदार ।
शीघ्र कटै गणिका सकल जैसे लता कुठार ॥९॥

सुरा मांस गणिका तृतिय मनका मनका जास ।
तिन संगे दुख होत है तिन संगे सुख नास ॥१०॥

कुलक्षय कलह कलेश उर धन हत धर्ममहार ।
इत उत अपयश लभत सत जे भोगत परनार ॥११॥

---

सर्वशुक्रे भवेद् ब्रह्मा विष्णुर्मांसे प्रवर्तते ।
इश्वरश्वास्थि संघाते तस्मान्मांसं न भक्षयेत् ॥८॥

तपो व्रतं यशो विद्या कुलीनत्वं दमो वयः ।
छिद्यन्ते वेश्यया सद्यः कुठारेण लता यथा ॥ ९ ॥

वेश्यामांससुराणां हि त्रिकं येन हि सेव्यते ।
तस्य लोकद्वयं नष्टं न भूयात्कोऽपि तादृशः ॥१०॥

वधबंधौ धनभ्रंशस्तापः शोकः कुलक्षयः ।
आयासः कलहो मृत्युर्लभ्यन्ते परदारकैः ॥११॥

અર્થ:-બધાના વીર્યમાં બ્રહ્મા છે; માંસમાં વિષ્ણુ રહેલા છે; હાડકાંના સમૂહમાં ઈશ્વર વસે છે; માટે માંસ ખાવું નહિ. ૮

## (૪) વેશ્યા નિંદા :

અર્થ:—જેવી રીતે કુહાડી લતાને કાપી નાખે છે તેમ ગુણકા જપ, તપ, વ્રત, ધન, આયુષ્ય, કીર્તિ, વિદ્યા, કુળવાનપણું તથા ઉદારતા ( એ બધા ) નો તુરત જ નાશ કરે છે. ૯

અર્થ:—દારૂ, માંસ અને વેશ્યા એ ત્રણમાં જેનું મન આસક્ત થઇ રહ્યું છે તેને તેમના સંગથી દુઃખ થાય છે અને ( સંપૂર્ણ ) સુખનો નાશ થાય છે. ૧૦

## (૫) પરસ્ત્રી નિંદા.

અર્થ:—જે મનુષ્ય પરસ્ત્રીને ભોગવે છે તેના કુળનો નાશ થાય છે, તેને ( મારપીટ ) કજીયો તથા હૃદયમાં કલેશ થાય છે, તેના ધનનો તથા ધર્મનો નાશ થાય છે, અને આ લોક તથા પરલોકમાં અપયશ મળે છે. ૧૧

---

૧. રોગ જેટલો ચેપી છે તેટલું જ સુખ તથા આરોગ્ય પણ ચેપી છે. ( પ્રભુમય જીવનમાંથી )

ભારે ભેદ ગુરુદેવનો,
કોઈ નવ પામે રે પાર;
શિવ વિરંચી ને શારદા,
સેવે પદ રજ સાર. કરીએ

निज युवतीके होतही शठ लपटे परनारि।
भरे ताल सब ठौर पर काग अँचै घट वारि ॥१२॥

मृग झष संतन विहत वृत. तृण संबर संतोष ।
लुब्धक धीवर दुष्ट जन करहिं अकारण दोष ॥१३॥

छप्पय छन्द ।

जूप. संगते धर्म तात आति विपति सही वनि ।
मांस संग,इक भूप भयो बक दियो शाप मुनि ॥

यादवनंदन नाश भये मधुपान कर्यो जब ।
कीचक थे शत भ्रात कामकरि नाश भये सब ॥

मृगया करि परीक्षित हत्यो चोरी करि शिव भूप हति ।
पुनि परनारीकी मीतिकरि शीश दिये दश लंकपति ॥

---

स्वाधीनेऽपि कलत्रे, नीचः परदारलंपटो भवति।
संपूर्णेऽपि तडागे, काकः कुंभोदकं पिवति ॥१२॥
मृगमीनसज्जनानां, तृणजलसंतोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना, निष्कारणवैरिणो जगति ॥१३॥
द्यूताद्धर्मसुतः पलादपि बको मद्याद्यदोर्नंदनाः ।
चारुः कामुकया मृगांकगतया स ब्रह्मदत्तो नृपः ॥
चौर्यत्वाच्छिवभूतिरन्यवनितादोषाद्दशास्यो हठात् ।
एकैकव्यसनाद्धता इति जनाः सर्वैर्न को नश्यति ॥१४॥

અર્થ:—ચારે કાંઠે પાણીથી ભરેલું તળાવ હોય છતાં જેમ કાગડો (પાણી ભરીને જતી સ્ત્રીના) ઘડામાંથી પાણી પીએ છે તેમ નીચ પુરુષ પોતાને અનુકૂળ અને સુવાન સ્ત્રી હોવા છતાં, પરસ્ત્રીમાં આસક્ત થાય છે. ૧૨

અર્થ:—હરણ, માછલી અને સંત પુરુષોની વૃત્તિ (આજીવિકા અનુક્રમે) ઘાસ, જળ અને સંતોષથી થાય છે (નક્કી કરેલી છે). છતાં પારધી, માછીમાર અને દુષ્ટ મનુષ્યો તેમની સાથે કોઈ પણ કારણ વગર દ્વેષ રાખે છે. ૧૩

झष = માછલી. संवर = પાણી. लुब्धक = પારધી.

અર્થ:-હે ભાઇ, **જુગાર રમવાથી** ધર્મરાય યુધિષ્ઠિરને બહુ સંકટ સહન કરવું પડ્યું; **માંસ ખાવાની ટેવથી** એક રાજાને મુનિએ શાપ દીધો તેથી બગલો થયો, જ્યારે યાદવોએ દારૂ પીધો ત્યારે તેમના આખા કુળનો નાશ થયો; કીચકો સો ભાઇઓ હતા પણ **વિષયભોગની** ઈચ્છાથી તે બધાય માર્યા ગયા; મૃગયા (હિંસા)ના વ્યસનથી રાજા પરીક્ષિતનો નાશ થયો. "શિવ" નામનો રાજા **ચોરી** કરવાથી નાશ પામ્યો; અને પરસ્ત્રીમાં આસક્તિ રાખવાથી રાવણે દસે માથાં ગુમાવ્યાં. ૧૪

---

માયા મૂળ વની વરખડી,<br>
મહાલી ત્રિભુવન માંય;<br>
નિત્ય નૌતમ ફુલે ફળે,<br>
તાતી શીતળ છાંય. કરીએ.

दोहा

इक इककी संगति किये भये नरोत्तम नास ।
जामें सातों व्यसन हैं कथा कहै को तास ॥१५॥
त्रयोदश दोहे इक छपा तोटक एक बताइ ।
पंद्रह कहे शलोक सब लोक प्रलोक सहाइ ॥१॥
इति श्रीसारूक्तावली तासु द्वादशोऽध्याय ।
सप्त व्यसन वर्णन कर्यो कवि हरद्याल सुभाय ॥२॥

ॐ

अध्याय १३ मो

दोहा

अब त्रयोदश अध्यायमें इंद्रिय विषयनि निंद ।
दुर्जनकी निंदा करै कहिकै तेइस छंद ॥१३॥
काम बरोबर व्याधि नहिं शत्रु न मोह समान ।
आन अग्नि नहिं क्रोध सम सुख न समान सुज्ञान ॥१॥
करी काम, आमिष मत्स्य, मृग स्वर, रूप पतंग ।
अलि सुगंधि, इत्यादि हत इक इक इंद्रिय संग ॥२॥

नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः ।
नास्ति क्रोधसमो वह्निर्नास्ति ज्ञानसमं सुखम् ॥१॥
मातंगमत्स्यमधुकरपतंगसारंगकोटयो निहताः ।
एकैकेंद्रियवशगाः किं पुनरखिलेंद्रियासक्ताः ॥२॥

અર્થઃ—એક એક વ્યસનમાં આસક્ત થવાથી ઉત્તમ પુરુષોનો નાશ થયો; તો જે સાતે વ્યસનોવાળો છે તેની વાત જ શું કહું ? ૧૫

અર્થઃ—તેર દોહરા, એક છપ્પો તથા એક તોટક મળી પંદર શ્લોક કહ્યા. તે બધાય આ લોકમાં તથા પરલોકમાં સર્વ કોઇને સહાયરૂપ છે. ૧

અર્થઃ—હે વિવેકી ભાઈ, આ પ્રમાણે આરૂઢાવલીનો બારમો અધ્યાય હરદયાળ મહાત્માએ પૂરો કર્યો. તેમાં સાત વ્યસનનું વર્ણન કર્યું. ૨



## અધ્યાય ૧૩ મો

અર્થઃ—હવે તેરમા અધ્યાયમાં તેવીસ છન્દોથી ઇન્દ્રિયના શબ્દાદિક વિષયોની તથા દુર્જનની નિંદા કહું છું. ૧૩

અર્થઃ—વિષયભોગ સમાન કોઈ રોગ નથી; મોહ સમાન કોઈ શત્રુ નથી; ક્રોધ સમાન બીજો અગ્નિ નથી; અને ૬૬ આત્મજ્ઞાન સમાન બીજું સુખ નથી. ૧

અર્થઃ—વિષયભોગથી હાથી, માંસની લાલચથી માછલું, શબ્દથી હરણ, રૂપથી પતંગિયું અને સુગંધીથી ભમરો વિગેરે એક એક ઇન્દ્રિયના વિષયમાં આસકત થવાથી નાશ પામે છે. ૨

---

જીવ અનેક નિપજાવતી,
સેવે સુર નર વૃંદ;
આણુંની આદ્ય અજા ઇશ,
સૌને સરખો આનંદ. કરીએ.

शब्द स्पर्श रस रूप गँध पांचो कारण नास ।
जे जन पांचो वश भए कथा कहै को तास ॥ ३ ॥

दुर्जन संग न कीजिये वचन न ताहि वखान ।
कर कलारनी दुग्ध भी पर तिहिं सव मधुजान ॥४॥

सोरठा–तुल्य दुष्ट मर्दंग, पिंड तुंडमें जव पडे ।
तव लग वोलत चंग, नातर निंद कुरस करै ॥५॥

दोहा–यद्यपि वक्ता सर्ववित अरु श्रोता खल होइ ।
वचन फलै नहिं तासु मन जो अनेक युग खोइ ॥६॥

---

रूपं शब्दो रसो गन्धः स्पर्शश्चेते विनाशकाः ।
एते वशीकृता यैर्वै ते विनष्टाः स्वयं जनाः ॥३॥

न स्यातव्यं न वक्तव्यं क्षणमप्यसता सह ।
पयोऽपि शौण्डिनी हस्ते वारुणीत्यभिधीयते ॥४॥

अहो भवति सादृश्यं मृदंगस्य खलस्य च ।
यावन्मुखगतः पिण्डस्तावन्मधुर भाषिणौ ॥५॥

अपि सर्वविदो विराजते
न वचः श्रोतरि बोधवर्जिते ।
तरुणे नरि नष्टलोचने
सफलाः किं तु कलत्रविभ्रमाः ॥६॥

અર્થ—શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ (એ પાંચે વિષયો) એક એક જંતુના નાશમાં કારણ થયાં. તો જે મનુષ્ય પાંચે વિષયોને આધીન થયો છે તેની શી વાત કરવી? ૩

અર્થ:—દુર્જનનો સંગ કરવો નહિ, તેમ તેની સાથે વાતચિત પણ ન કરવી. (કારણ કે) કલાલની સ્ત્રીના હાથમાં દૂધનો પ્યાલો હોય (અને તેને ઘેર ઉભા રહી પીતા હોઇએ) તો પણ સર્વ કોઇ તેને દારૂ જ જાણે. ૪

અર્થ:—દુષ્ટ અને મૃદંગ સરખાં છે. જ્યાં સુધી તેમના મુખમાં પિંડ (લોચો) આવે ત્યાં સુધી સારું સારું બોલે; (દુષ્ટનો સ્વાર્થ સધાય ત્યાં સુધી સારું કહે અને મૃદંગ ઉપર કણિકનો લોચો ચોઢીએ ત્યારે સુસ્વર કરે); તે લોચો ન મળે તો દુષ્ટ નિંદા કરે અને મૃદંગ કુસ્વર કાઢે. ૫

અર્થ:—જો કે ઉપદેશ કરવાવાળા સર્વ (શાસ્ત્રજ્ઞ) હોય છતાં જો શ્રોતા નીચ (અજ્ઞાની) હોય, તો વકતા અનેક યુગ સુધી ઉપદેશ કરે છતાં તેમનું વચન તે શ્રોતાના મનને રુચતું નથી. (સંસ્કૃતમાં બે વધુ લીટી છે તેનો અર્થ:— મનુષ્ય યુવાન હોય પરંતુ અંધ થયો હોય તો તેને સ્ત્રીના હાવભાવ શું અસર કરી શકે?) ૬

---

રહીએ ઇશ્વરને આશરે,
ધારી ધારણ ધીર;
સુખ દુઃખ એણી પેરે આવશે,
જેમ કાંઈ નાળિયેરમાં નીર. કરીએ.

जैसे सुंदर सुंदरी षोडश करै शृंगार ।
तदपि निष्फल सब तिहीं जो दृगविन भरतार ॥७॥

दादुरकर कुखमरणमें तत्पर नाग अनेक ।
समरथ धरणीधरणमें शेषनाग ही एक ॥८॥

उदरभरण तत्पर भये भेषी संत अनंत ।
जगत जलधिके तरणमें विरला कोइक संत ॥९॥

निंदक कृतघ्न पिशुनजन पुनि जिहिं क्रोध विशाल ।
चारों करमोंके श्वपच पंचमजाति चँडाल ॥१०॥

---

शृंगारषोडशं सम्यक् यदि कुर्याद्धि सुंदरी ।
तथापि निष्फलं तस्या भर्तृदृष्टिं विना यतः ॥७॥

अहयो बहवः संति भेकभक्षणतत्पराः ।
एक एव हि शेषोऽयं धरणीधरणक्षमः ॥८॥

उदरंभरणाः सर्वे साधुवेषधरा नराः ।
लोकसागरसंतारे विरलाः साधवो जनाः ॥९॥

असूयी पिशुनश्चैव कृतघ्नो दीर्घरोषणः ।
चत्वारः कर्मचंडाला जातिजातस्तु पंचमः ॥१०॥

અર્થ:—રૂપ, ગુણ તથા યૌવન સંપન્ન સુંદરી સોળે શણગાર (પતિને પ્રસન્ન કરવા માટે) ધારણ કરે પણ જો પતિ નેત્રોથી અંધ હોય તો તે બધા શણગાર નકામા છે. ૭

અર્થ:—દેડકાં ખાઇને પોતાનું પેટ ભરવાવાળા અનેક સર્પો છે; પરંતુ પૃથ્વીને (મસ્તક ઉપર) ધારણ કરવામાં તો એક શેષનાગ જ સમર્થ છે. ૮

અર્થ:—(તેમ) વેષ માત્ર ધારણ કરી કેવળ પોતાનો ઉદરનિર્વાહ કરવાવાળા અનંત સાધુઓ છે; પરંતુ કોઇક જ સંત (મુમુક્ષુને) સંસારરૂપી સમુદ્રની પાર લઈ જાય છે. (જન્મ મરણનું દુઃખ મટાડે છે.) ૯

અર્થ:—ઇર્ષાખોર, કૃતઘ્ની, ચાડી ખાનાર અને જે અતિશય ક્રોધી છે એ ચારે કર્મચંડાળ છે અને પાંચમો જાતિ (જન્મ)થી ચંડાળ છે. ૧૦

ગયું પાછું આવે પદ, સુખદ પૈસો પણ મળે,
ગઇ લજ્જા ના'વે, કુળકલંક ચોંટયું નવ ટળે;

\+ × ×

જો ટેક ત્યાગ્યો જન હોઇ જેણે,
સમૃદ્ધિ રાખી કદી ક્રોડ એણે;
તો નાક આ અંગ થકી કપાવ્યું,
રાખી મૂછો મોટી શું એથી ફાવ્યું ?

લીલા કોઇએ લેતું નથી,
એની ભૂલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે.
કળી શકે નહી કોય. કરીએ.

दोहा–सर्प क्रूर खल क्रूर हैं सर्पनतें खल क्रूर ।
मंत्रौषधिकरि सर्प वश खलको मंत्र न मूर ॥११॥
संगदोषकरि संत जन कवी न विक्रिय धार ।
चंदन नागन करि ढँप्यो तद्यपि धरै न मार ॥१२॥
नीचन पर उपकार जो कोपहेतु नहिं शाँति ।
ज्यों सर्पन पयपान भो केवलविपकी धाति ॥१३॥
द्वै कर द्वै पग आहिं तव दृश्यत पुरुष अकार ।
शीतवातके घातहित क्यों नहिं करो अगार ॥१४॥
दोहा–सूची मुख व्यभिचारिणी रंडे पंडित रार ।
नहिं वल निजगृह रचनमें समरथ इत तवद्वार ॥१५॥

---

सर्पः क्रूरः खलः क्रूरः सर्पात्क्रूरतरः खल ।
मंत्रौषधैर्वशः सर्पः खलः केनोपशाम्यति ॥११॥
न हि संसर्गदोषेण साधवो यान्ति विक्रियाम् ।
भुजंगैर्वेष्टयमानोऽपि चन्दनो न विषायते ॥१२॥
उपकारोऽपि नीचानां प्रकोपाय न शांतये ।
पयः पानं भुजंगानां केवलं विषवर्द्धनम् ॥१३॥
द्वेहस्तश्च द्विपादश्च दृश्यते पुरुषाकृतिः ।
शीतवाताभिघाताय गृहं किं न करोषि भोः ॥१४॥
सूचीमुखे दुराचारे रंडे पण्डितवादिनि ।
असमर्थो गृहारंभे समर्थो गृहभंजने ॥ १५ ॥

અર્થઃ—સર્પ ક્રૂર છે, તથા દુષ્ટ ક્રૂર છે પણ સર્પથી દુષ્ટ વધારે ક્રૂર છે. મંત્ર તથા ઔષધ વડે સર્પ વશ થઈ શકે છે પણ દુષ્ટને વશ કરવા મંત્ર નથી તેમ ઔષધ પણ નથી. ૧૧

અર્થઃ—ચંદનના વૃક્ષને વીંટાઇ નાગ રહે છે, તે વૃક્ષને ઢાંકી દે છે; પરંતુ ચંદન ઝેરવાળું થતું નથી.[1] તેમ સંતપુરુષો દુર્જનોના સંગથી કદિ વિકારવાળા બનતા નથી. ૧૨

गार=ઝેર.

અર્થઃ—જેમ સર્પને દૂધપાન કરાવીએ તો તે દૂધ વિષરૂપ બની જાય છે તેમ નીચ ઉપર કરેલો જે ઉપકાર તે તેને શાંત કરતો નથી પણ તેના ક્રોધનું કારણ થઈ પડે છે. ૧૩

मो=અને, થાય.

અર્થઃ—(ભાઇ) તમારે બે હાથ છે, બે પગ છે, તમારા શરીરનો આકાર માણસના જેવો દેખાય છે, (છતાં તમે) ટાઢ તથા પવનથી બચવા ઘર કેમ બનાવતા નથી? ૧૪

(એક સુગરી નામના પક્ષીએ એક વાંદરાને વરસાદના પાણીથી ભીંજાયેલો તથા ટાઢે ધ્રૂજતો જોઇ ઉપર પ્રમાણે હિતવચન કહ્યું; પણ ખલતારૂપી અવિવેકને લીધે વાંદરો કહે છે:-)

અર્થઃ—અરે સોયની અણી જેવા મુખવાળી. વ્યભિચારિણી, રાંડ, (મારા જેવા) પંડિત સાથે બકવાદ કરનારી, (જો, મને) મારૂં ઘર બાંધવાનું તો બળ નથી (પણ) તારૂં ઘર ભાગી નાખવામાં તો સમર્થ છું. ૧૫

---

૧. નીચ નીચાઇ નવ તજે, જો પાવૈ સત્સંગ;
તુલસી ચંદન લપેટકે, વિખ ન તજે ભુજંગ.

जैसे कैसे पुरुषको दे उपदेश न संत ।
मूरख कपि बिन गृहकरी चटिका जो गृहवंत ॥१६॥
ऊँचे थित ऊँचो नहीं ऊँचो गुण करि होइ ।
काक अटारी पर बसे पर क्या खगपति सोइ ॥१७॥
नीचनकी संगति किये नश वेगि वैराग ।
पराधीन भी सुख नशै अभ्र छाहिं तृण आग ॥१८॥

कवित–कोउ इक विप्र आदि शम्भु वनमे बनाहि ।
ताम्र पात्रको दबाय लिंग लिंग कियो है ॥
तहांऽनेक जन आए लिंग देखी लिंग कर्यो ।
लिंग अरचन करि जनयूथ गयो है ॥
विप्र जब आयो देखि लिंग विसमायो कहै ।
एक लिंग हूते लिंग झुड निर भयो है ॥
पात्र नहि पाए तब विप्र यों अलापैं तहँ ।
पात्र लिंग चिह्न कीन्हो मूढ न लखायो है ॥

---

उपदेशो न दातव्यो यादृशे तादृशे नरे ।
चटिका कापिमूर्खेण सगृहा निर्गृहा कृता ॥१६॥
गुणैरुत्तुंगता याति न चोच्चासनसंस्थितः ।
प्रासादशिखरस्थोऽपि काकः किं गरुडायते ॥१७॥
अभ्रच्छाया तृणाग्निश्च पराधीनं च यत्सुखम् ।
अज्ञानिषु च वैराग्यं क्षिप्रमेव विनश्यति ॥१८॥

અર્થઃ—(એમ કહી) મૂર્ખ વાંદરાએ ચકલી જે ઘરવાળી હતી (તેનું ઘર ભાંગી નાખી) તેને ઘર વિનાની કરી (માટે) સંત (ડાહ્યા) પુરુષોએ ગમે તેવા પુરુષને ઉપદેશ આપવો નહિ. ૧૬

અર્થઃ—ઊંચે બેસવાથી કાંઈ ઊંચા (શ્રેષ્ઠ) થવાતું નથી; (શાંતિ આદિ) સદ્ગુણોથી ઉંચા થવાય છે. કાગડો અગાસી ઉપર બેસે તેથી તે શું ગરુડ થઈ શકે? ૧૭

અર્થઃ—જેમ વાદળાંની છાયા, ઘાસની તાપણી અને પરાધીનનું સુખ (જલદી) નાશ પામે છે તેમ નીચ (વિષયાસકત)ની સોબતથી (અંતઃકરણમાંથી) વૈરાગ્ય જલદી નાશ પામે છે. ૧૮

वेगि=જલદી. अभ्र=વાદળું.

---

સાખી—મનના પ્રપંચ મુકજે, કરજે તત્વવિચાર;
રત્ન પદારથ જન્મ છે, તે ના'વે રે વારંવાર.

---

પટતંતુ ન્યારા નહિ, જયમ હાટકના હાર;
જડ ચૈતન જગદીશમાં, તેજ પુંજ એક તાર.

---

વિશ્વ રહ્યું સૌ મોહીને,
જુઠી બાજીને જોઇ;
તેનો કરતા કોરે રહ્યો,
જાણે તે જન કોઈ. કરીએ.

सोरठ–जगकी भेड़ाचाल चलतेके पीछे चलैं ।
परमारथ न सँभाल देखो जगकी मूर्खता¹ ॥१९॥

दोहा–फलकरते तरु नम्र ह्वै नम्र होत श्रुतिवंत ।
सुखे वृक्ष ज्यों तुटत है झुकत नहीं खलजंत ॥२०॥

कवित–नीरकरि शिखीके निवारणमों समरथ ।
छायाकरि दिवाकर आतप निवारिये ॥

समद मतंग वशहोत तीखे कुंडे करि ।
धेनुभैसरासमको दंडकरि टारिये ॥

भेषज संग्रहकरि व्याधिको प्रहार करै ।
मंत्रनके वलते भुजंगमार मारिये ॥

---

गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ।
पश्य लोकस्य मूर्खत्वं हारितं ताम्रभाजनम् ॥१९॥

लम्बते च फलैर्वृक्षो लम्बते च बहुश्रुतः ।
शुष्कवृक्षश्च मूर्खश्च भज्यते न च लम्बते ॥२०॥

शक्यो वारयितुं जलेन दहनश्छत्रेण सूर्यातपः ।
नागेन्द्रो निशितांकुशेन समदौ दंडेन गोगर्दभौ ॥

---

१ रीत यह એવો બીજો પાઠ છે.

અર્થ:—કોઈ એક બ્રાહ્મણ હતો. (વનમાં થઈને જતો હતો તેની પાસે) એક ત્રાંબાનું વાસણ હતું તેને દાટી વનમાં (તે સ્થળ ઉપર) સદાશિવનું લિંગ બનાવ્યું; આ લિંગ તેણે નિશાની તરીકે બનાવ્યું. (તેના ગયા પછી) ત્યાં કેટલાંક માણસોનો એક સંઘ આવ્યો, તેમણે તે વનમાં સદાશિવનું લિંગ જોઈ, દરેકે એક એક લિંગ બનાવ્યું અને તે તે લિંગની પૂજા કરી, તે માણસોનો સંઘ ત્યાંથી ચાલ્યો ગયો. જ્યારે બ્રાહ્મણ (તેનું કાર્ય કરી) પાછો આવ્યો ત્યારે (બહુ) લિંગ જોઇ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો કે મેં તો એક લિંગ બનાવ્યું હતું; તેમાંથી પુષ્કળ લિંગ ઉત્પન્ન થયાં!! પોતે દાટેલું પાત્ર શોધવા માંડ્યું; પણ તે તેને મળ્યું નહિ. ત્યારે તે નીચે પ્રમાણે બોલ્યો: "મેં તો ત્રાંબાપાત્ર દાટયું હતું તેના ઉપર નિશાની તરીકે લિંગ બનાવ્યું હતું; પણ મૂર્ખાઓએ તે મર્મ જાણ્યો નહિ."

"ઘેટાં જેમ એકની પાછળ બીજાં ચાલ્યાં જાય છે તેમ આ જગતના લોકો ઘેટાની ચાલે ચાલે છે. ખરી વસ્તુ શું છે તેનો વિચાર કરતા નથી. આ જગતનાં માણસોની મૂર્ખાઈ જુઓ!" ૧૯

અથ:—ફળોના (ભારથી) વૃક્ષો ઝુકે છે; વિદ્યાવાન વિદ્યા પ્રાપ્ત કરી નમ્ર બને છે; પણ જેમ સૂકું આડ નમતું નથી, ભાગી જાય છે તેમ મૂર્ખ મનુષ્યો (વિદ્યા સંપાદન કરવા છતાં) નમ્ર બનતા નથી, પણ અકકડ (અભિમાની) બને છે. ૨૦

निगमकरि यों रची भेपर्ज सकलकरि।
नींचनकी औपधि न कदापि उचारिये ॥२१॥

दोहा–मति प्रतीति खलकी करो सुकुलजभी विद्वान।
चंदनके घर्षण करे दाहत प्रगट कृशान ॥२२॥

वीस दोहरे दो कवित एक सोरठा जान।
तीन वीस सब छंद है हृदय सरोरुह भान ॥१॥

इति श्रीसारूक्तावली तासु त्रयोदशाध्याय।
निंघो खल इंद्रियविपय मुक्त निमित्त विहाय ॥२॥



व्याधिर्भेपजसंग्रहैश्च विवि धैर्मन्त्रप्रयोगैर्विपम्।
सर्वस्यौपधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौपधम् ॥२१॥

कुलजोऽयं गुणवानिति
विश्वासो नहि खलेपु कर्तव्यः।
ननु मलयचन्दनादपि
समुत्थितोऽग्निर्दहत्येव ॥२२॥

અર્થ:—જળ વડે અગ્નિ શાંત કરી શકાય છે; (છત્રી આદિકની) છાયાથી સૂર્યનો તડકો દૂર કરી શકાય છે; મદ ઝરતો હાથી અણીદાર અંકુશથી વશ કરાય છે. આખલો, ભેંસ તથા ગધેડું ડફણાથી વશ કરાય છે; દવાઓના સંગ્રહથી વ્યાધિને નિવારી શકાય છે; મંત્રના બળથી સર્પનું ઝેર ઉતારી શકાય છે; શાસ્ત્રોમાં આ પ્રમાણે સર્વનો ઉપાય બતાવ્યો છે; પણ મૂર્ખ (નીચ) ને માટે કોઈ પણ જાતનો ઉપાય બતાવ્યો નથી. ૨૧

शिखी=અગ્નિ. दिवाकर=સૂર્ય. मतंग=હાથી.
तीखें कुण्डे=અણીદાર અંકુશ. भेषज=ઓસડ. દવા. भुजंग=સર્પ.

અર્થ:—ચંદન (શીતળ તથા સુગન્ધીદાર છે છતાં જો તેને) ખૂબ ઘસવામાં આવે તો તેમાંથી અગ્નિ પ્રગટે છે અને તે દઝાડે છે, તેમ ખળ પુરુષ સારા કુળમાં જન્મેલો હોય અને વિદ્વાન હોય છતાં તેનો વિશ્વાસ ન કરવો. ૨૨

અર્થ:—વીસ દોહરા, બે કવિત તથા એક સોરઠો, બધા મળી ત્રેવીસ છન્દ છે. જેમને જાણવાથી હૃદય કમળમાં જ્ઞાન થાય છે. (ઓગણીસમા સોરઠા સાથેના કવિતને ગણતાં કુલ ૨૩ થાય.) ૧

અર્થ:—આ પ્રમાણે સારૂક્તાવલીનો તેરમો અધ્યાય પૂરો કર્યો. તેમાં દુર્જનો તથા ઇન્દ્રિયના વિષયોની નિંદા કરી છે. (મુમુક્ષુઓ) મુક્તિના (સુખ) માટે દુર્જનો તથા વિષયોનો ત્યાગ કરે. ૨

ॐ

## अध्याय १४ मो

### दोहा

दोहा–शिक्षा वर्णौं चौदश छंद उचार ।
वेगि त्रिताप प्रहार ह्वै ज्यों घन वारि बियार ॥१४॥

नाराच छन्द–हितीपणा जहां अहै तहां नहीं मनीपणा ।
मनीपणा जहां अहै तहां नहीं हितीपणा ॥
समादि वेदवेद भी सुदुर्लभं उभै अहै ।
यथौपधी सवादवंत व्याधि मूल ते दहै ॥१॥

छप्पय छन्द–वृक्ष हीनफल चीन विहंगम वेगहि त्यागे ।
कानन दग्धो देखि हिरन आदिक सब भागे ॥
फूलमाल निर्गंध गलेते त्यागें सब नर ।
सारस त्यागें वेगि नीर बिनु पेख सरोवर ॥

---

हितैपिणः सन्ति न ते मनीपिणः ।
मनीपिणः सन्ति न ते हितैपिणः ॥
सुहृच्च विद्वानपि सुर्लभो जनः ।
यथौपधं स्वादु च रोगहारि च ॥ १ ॥

वृक्षं क्षीणफलं त्यजंति विहगा दग्धं वनातं मृगाः ।
मालां पर्युपितां त्यजंति हि जनाः शुष्कं सरः सारसाः ॥

ૐ

## અધ્યાય ૧૪ મો.

અર્થ:—આ ચૌદમા અધ્યાયમાં ચૌદ છન્દોથી શિખામણનું વર્ણન કરું છું. જેમ પવન જળથી ભરેલાં વાદળાંને (જોતજોતામાં) વિખેરી નાખે છે તેમ અધ્યાત્માદિ ત્રણ તાપને તે છંદો (નો વિચાર) જલદી નાશ કરે છે. ૧૪

વિચાર=પવન. ત્રિતાપ—અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ દુઃખો.

અર્થ:—જેને પોતાંના કલ્યાણની ભાવના છે તેને બુદ્ધિ નથી; જેને બુદ્ધિ છે તેને પોતાના કલ્યાણની ભાવના નથી. જેમ સ્વાદવાળી તથા વ્યાધિને નિર્મૂળ કરનારી દવા કોઇકજ હોય (મુશીબતે મળે તેવી હોય) છે, તેમ શમાદિ દૈવી સંપત્તિવાળા તથા વેદને યથાર્થ જાણવાવાળા કોઇકજ હોય છે. ૧

અર્થ:—વૃક્ષને ફળ વગરનું જોતાં પક્ષીઓ તેનો તુરત ત્યાગ કરે છે; વનને બળતું દેખી હરણ આદિ પશુઓ ત્યાંથી દોડી જાય છે. સર્વ મનુષ્યો પુષ્પની માળા સુગંધીવાળી હોય ત્યાં સુધી ગળામાં પહેરી રાખે છે પણ વાસરરહિત થતાં તે માળા ગળામાંથી કાઢી મૂકે છે; સારસ પક્ષીઓ સરોવરને સુકાઈ ગયેલું જોતાં તુરત તેનો ત્યાગ કરે છે; ગણિકા પણ તેના જારપુરૂષ પાસેથી ધન ખૂટી જતાં તેનો ત્યાગ કરે છે; અને રાજાને રાજગાદી ઉપરથી ઉઠાડી મૂક-

पुनि गणिका निधन नर तजैं, भ्रष्टनृपति भृत तजतहीं
जन सकल सवारथ वश रमैं को काहू प्यारो नहीं ॥२॥

दोहा–पशु धन अधन कनक अरध अहै सर्व धन धान ।
मित्र शील विद्या तृतिय अतिशय धनकी खान ॥३॥

विन अभ्यास विद्या नहीं विद्या विन धन नाँहि ।
बिना धन नहिं मित्र कोउ मित्रविना वल कांहि ॥४॥

तव लगही गुण गौरता जव लग कहै न देह ।
देह कहेते खेह सव गुण गौरव पिठ देह ॥५॥

मंत्रौषधि सिधि अवधि धन मैथुन दान कुसेव ।
दुर्भोजन इन अष्टको सुधी न प्रगट करेव ॥६॥

---

निर्द्रव्यं पुरुषं त्यजंति गणिका भ्रष्ट नृप सेवकाः ।
सर्वः स्वार्थवशाज्जनोऽनुरमते कः कस्य नो वल्लभः ॥२॥

अधनं खलु जीवधनं हेमार्द्धधन महाधनधान्यम् ।
अतिधनमेतात्रितय विद्या शीलं च मित्रं च ॥३॥

अलसस्य कुतो विद्या अविद्यस्य कुतोधनम् ।
अधनस्य कुतो मित्रममित्रस्य कुतो बलम् ॥४॥

तावद्गुणगुरुत्वं च यावन्नार्थयते परान् ।
अर्थी चेत्पुरुषो जातः क गुणः क च गौरवम् ॥५॥

सिद्धि मत्रौषधे धर्ममायुर्वित्त च मैथुनम् ।
कुझुक्तं कुश्रुतं चैव बुद्धिमान्न प्रकाशयेत् ॥६॥

વામાં આવે તો તેનો નોકરવર્ગ તે રાજાને છોડી દે છે સર્વ મનુષ્યો સ્વાર્થને લીધે એક બીજા સાથે સંબંધ રાખે છે. (વિચાર કરીને જોઇએ તો) કોઇ કોઈનું પ્યારૂં નથી.' ૨

અર્થઃ–ઢોરઢાંખરરૂપી ધન એ ધન (માંગણાતું) નથી; સુવર્ણ એ અડધું ધન છે; ધાન્ય (અન્નાદિક) એ મોટું ધન છે; અને મિત્ર, ચારિત્ર તથા વિદ્યા એ ત્રણેય ધનની મહાન ખાણ છે. ૩

અર્થઃ–અભ્યાસ વગર વિદ્યા (ટકતી) નથી; વિદ્યા વગર ધન પ્રાપ્તિ થતી નથી; ધનરહિતને કોઈ મિત્ર હોતો નથી; મિત્રરહિતને બળ ક્યાંથી હોય? ૪

અર્થઃ–જ્યાં સુધી (બીજા પાસેથી) "આપો" એમ કહી કાંઇ માગતા નથી ત્યાં સુધી (ન માગનારાના) ગુણ અને મોટાઈ સચવાઇ રહે છે; પણ "આપો" એમ કહી પોતાની દીનતા બતાવી તે જ વખતે તેના ગુણ અને મોટાઈ જતાં રહે છે અને બધું ધૂળ મળી જાય છે. ૫

અર્થઃ–મંત્ર તથા ઔષધિ, સિદ્ધિ, આયુષ્ય, ધન, મૈથુન, દાન, નીચ મનુષ્યની સેવા અને નિષિદ્ધ કરેલી વસ્તુઓનું ભોજન, એ આઠે વસ્તુઓ બુદ્ધિમાન મનુષ્યે કોઇને કહેવી નહિ ૬

---

ભૂખ્યું પેટ લુખી રોટલીથીએ ભરાઈ શકે છે; પણ ભૂખી નજર આખી દુનિયાની દોલતથી પણ ધરાતી નથી.

---

શશ્શા શોધ સ્વરૂપને,
તેને સમજે સુખ થાય;
નિદ્રા માંહિ દુઃખ ભોગવે,
તે તો જાગ્યેથી જાય. કરીએ.

अर्थनाश मनताप है दुश्चरित्र गृहमाहिं ।
मानभंग वंचन कहूँ धीर पंच कहि नाहिं ॥७॥

कारदार मैथुन करज गरम चार जो एह ।
प्रथमै सुख प्रापति करं पाछे वहु दुख देह ॥८॥

सूपकार कवि वैद्य नृप शस्त्री मर्मी जान ।
स्वामि वंदनी मुग्ध नव मत कुपाइ मतिमान ॥९॥

अर्थपती नृप अतितपी विद्याधिक शठमाहिं ।
विदुप गुरु अरि अष्टको धीर उत्तर दे नाहिं ॥१०॥

---

अर्थनाशं मनस्तापं गेहे दुश्चरितानि च ।
वञ्चनं चापमानं च मतिमान्न प्रकाशयेत् ॥७॥

अधिकारश्च गर्भश्च ऋणं च श्वानमैथुनम् ।
प्रवेशे सुखमाप्नोति निर्गमे दुःखमेव च ॥८॥

सूपकारं कविं वैद्यं वन्दिनं शस्त्रपाणिनम् ।
स्वामिनं मूर्खमर्मज्ञौ अष्टौ ना न प्रकोपयेत् ॥९॥

अर्थपतौ भूमिपतौ विद्यावृद्धे तपोऽधिके षट्सु ।
मूर्खेष्वरिषु च गुरुषु विदुषा नैवोत्तरं वाच्यम् ॥१०॥

અર્થઃ-( વળી ) ધનનો નાશ, મનનું દુઃખ, ઘરનું છિદ્ર, માનહાનિ (કોઈએ અપમાન કર્યું હોય તો તે), અને પોતે કોઇ સ્થળે છેતરાયો હોય તો તે; આ પાંચને બુદ્ધિમાન ગુપ્ત રાખે. ૭

અર્થઃ-અધિકાર, શ્વાન મૈથુન, દેવું અને ગર્ભ ધારણ એ ચાર આરંભમાં સુખ આપવાવાળાં ( ભાસે ) છે; પરંતુ તેના ત્યાગ વખતે બહુ જ દુઃખ આપે છે. ૮

અર્થઃ-રસોઈઓ, કવિ ( વિદ્વાન ), વૈદ, રાજા, જેની પાસે શસ્ત્ર છે તે, ખાનગી બાબતોનો જાણકાર, શેઠ (વડિલ) ભાટચારણ અને મૂર્ખ; આ નવને ડાહ્યા માણસે કોપાવવા નહિં. ૯

અર્થઃ-ધનવાન, રાજા, મહાન તપસ્વી, પંડિત, દુષ્ટ વિદૂષક, ગુરૂ ( વડીલ, પૂજ્ય ) અને શત્રુ; એ આઠ સાથે બુદ્ધિમાન પુરૂષ વિવાદ ન કરે. ૧૦

---

મનુષ્યને તેના પંડનું અને તેની અજાણી શક્તિઓનું જ્ઞાન આપવા જેવી ઉત્તમ માનસસેવા હજી નથી.

( પ્રભુમય જીવનમાંથી. )

---

ખોળ્યે ખોટું સર્વે પડે,
ન જડે નામ ને રૂપ;
બાંધી રૂંધી ઉભું કર્યું;
જેવું શકટ સ્વરૂપ. કરીએ.

दोहा–वरविचार विद्याहुते बुधि विन विद्यानाश।
विन विचार ज्यों कारके केहरि कर्यो विनाश ॥११॥

जिहिं विचार है वल तिसे विन विचार वल नाहिं।
एक प्रमत्त नाहर वनैं शशे विनाश्यो ताहिं ॥१२॥

दुवैया छन्द–ऋण रिपु अग्नि वियाधि मंझारी
कर विलंव नहिं समा पिछान।
कन्यादाने धर्मारंभे
विद्या पढ़ने धनके ल्यान॥
अवसर देखी पदारथ चारों
करै शीघ्र जो सो बुधिमान।
क्षण क्षण क्षीण काल तनु करई
भलो काल फिरि मिले न आन ॥१३॥

---

बुद्धिहीना न सद्विद्या विद्याया बुद्धिरुत्तमा।
बुद्धिहीना विनश्यंति यथा ते सिंहकारकाः ॥११॥

बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेस्तु कुतो बलम्।
वने सिंहो मदोन्मत्तः शशकेन निपातितः ॥१२॥

धर्मारम्भे ऋणच्छेदे कन्यादाने धनागमे।
शत्रुघाताऽग्निरोगेषु कालक्षेपं न कारयेत् ॥१३॥

અર્થઃ-વિદ્યા કરતાં વિચાર શ્રેષ્ઠ છે. બુદ્ધિ (વિચાર) વિના વિદ્યા નકામી છે (નાશ કરવાવાળી છે.) જેમ સિંહને બનાવનારાંએ,*વિચાર ન કર્યો, તેથી તે સિંહે (કરનારનો) નાશ કર્યો. ૧૧

અર્થઃ—જેને વિચાર (વિવેક) છે તેને બળ છે; અવિવેકીને બળ હોતું નથી. (વિચારના બળવાળા) એક સસલાએ (બળવાનં પણ મૂર્ખ) મદોન્મત્ત નહાંરનો વનમાં નાશ કર્યો. ૧૨

અર્થઃ-દેવુ, શત્રુ, અગ્નિ અને રોગ; એ ચારે (નિવારણ કરવા) માં વિલંબ કરવો નહિ; પણ સમય ઓળખી (તે પ્રમાણે વર્તવું.) કન્યાદાન વખતે, ધર્મકાર્યના આરંભમાં; વિદ્યા ભણવામાં અને ધન કમાવામાં સમય વર્તી (ઓળખી) જે મનુષ્ય તે તે કાર્ય તુરત કરી દે તે મનુષ્ય બુદ્ધિમાન છે. કારણ કે ક્ષણે ક્ષણે કાળ આ શરીરને જીર્ણ કરે છે અને આવો સારો બીજો અવસર ફરી મળશે નહિ ૧૩

* ચાર બ્રાહ્મણ બાળકો કાશીથી વિદ્યા ભણી ઘેર પાછા આવતા હતા. રસ્તામાં એક રાત્રે વનમાં વાસ કરવો પડયો. ચારે જણ વારાફરતી ચોકી કરતા. તેમની ચોકી કરવાના સમયમાં તેમણે તેમની વિદ્યાનો ઉપયોગ કર્યો ત્યાં પાસે હાડકાં પડેલાં હતાં એક જણે વિદ્યાના બળથી હાડકાં ગોઠવ્યાં. બીજાએ તેમાં માંસાદિ ઉત્પન્ન કર્યું. ત્રીજાએ મંત્રના બળથી ચામડી બનાવી ચોથાએ તેમાં જીવનત્વ આરોપણ કર્યું. સિંહ આળસ મરડી બેઠો થયો, અને ચારેને ખાઇ ગયો, વિદ્યા હતી પણ વિવેક નહોતો તેથી ચારે મરી ગયા.

दोहा–नारि कलहिनी ग्राम घर देह दुःखी नृप नीच ।
परवश पाँचो नरनको जीवतहीं हैं मीच ॥१४॥

इक नराच एकै छपा एक दुवैया छंद ।
शंकर दोहे शंकरी चौदश छंदानंद ॥१॥

इति श्री सारुक्तावली तासु चौदशोऽध्याय ।
शिक्षा वर्णी तासु में कवि हरयाळ सुभाय ॥२॥





अध्याय १५ मो.

दोहा

अथ पंद्रह अध्यायमें मिश्रित इणी छंद ।
पढ है शठ घटमें ठठे इतउतमें आनन्द ॥१५॥

---

ग्रामे वासो नायको निर्विवेकः ।
कौटिल्यानामेव पात्रं कलत्रम् ॥
नित्यं रोगः पारवश्यं च पुंसाम् ।
एतत्सर्वं जीवतामेव मृत्युः ॥१४॥

અર્થઃ—કંકાસણી સ્ત્રી, હલકી વસ્તીવાળા ગામમાં વાસ, રોગી શરીર, નીચ રાજા અને પરાધીનતા; આ પાંચમાંથી એક જે મનુષ્યને હોય તે જીવતાં છતાં મરેલો છે.

અર્થઃ—એક નારાચ; એક દુવૈયા તથા અગીઆર દોહા મળી ચૌદે છંદો શુભ કરવાવાળા તથા આનંદ આપનારા છે. ૧

શંકર=રુદ્ર=અગીઆર. શંકરી=શમ્+કરી=કલ્યાણ કરનારા.

અર્થઃ—હે વિવેકી ભાઇ, આ પ્રમાણે સારૂક્તાવલીનો ચૌદમો અધ્યાય પૂરો થયો. તેમાં હરદયાળ' મહાત્માએ "શિક્ષા"નું વર્ણન કર્યું છે. ૨





## અધ્યાય ૧૫ મો

અર્થઃ—હવે આ પંદરમાં અધ્યાયમાં એકવીસ છંદ વડે પરચુરણ વિષયોનું વર્ણન કરૂં છું. મૂર્ખ મનુષ્યના અંતઃકરણમાં જો તેના અર્થ ઠસી જાય (સમજાય) તો તે ચતુર બની જાય અને તે આલોક તથા પરલોકમાં આનંદ પામે. ૧૫

---

સંશય તેને શાનો રહ્યો,
જેને બ્રહ્મ વિચાર;
અગ્નિને ઉધેઇ અડે નહિ,
રવિને નહિ અંધકાર. કરીએ.

सोरठा–सब अनित्य है काय सब विभूति क्षणभंगुरी।
निकट काल नित आय धर्म संग्रहै योग अब ॥४॥

सवैया–आधि वियाधि विना तनु मानस
मानस जो अपनो जब हेरे।
अभपटादि अनायनके घर
द्वै कर जोर दए पुनि टेरे॥
साइ ढहाइ पिआइ हरी
चिर जीवहुजी तुम बांधव मेरे।
तासु अशीशहुते जगदीश
करैं मन शुद्ध सु साँझ सबेरे॥५॥

दोहा–गुण स्फटिकको जो सहै वही दोषको हेत।
तैसे स्वाश्रय आतमा निर्मल भी मल लेत॥६॥

---

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः।
नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥४॥

अव्याधिना शरीरेण मनसा च निराधिना।
पूरयन्नर्थिनामाशां त्वं जीव शरदां शतम् ॥५॥

स्फटिकस्य गुणोयोऽसौ स एव याति दोषताम्।
आश्रयादयमत्यंतं निर्मलोऽपि मलीमसः॥६॥

અર્થઃ—સર્વ શરીરો અનિત્ય છે; સર્વ વિભૂતિ ક્ષણવારમાં નાશ થાય એવી છે; અને કાળ ( મૃત્યુ ) હંમેશ પાસે આવતો જાય છે ( દરરોજ આયુષ્ય ઘટતું જાય છે ); માટે ધર્મ સંગ્રહ કરવાનો અવસર આ જ છે. ૪

અર્થઃ—જો કોઇ ( શ્રીમંત ) માણસ પોતાનું શરીર રોગ રહિત તથા મન આધિ ( માનસિક રોગ ) રહિત જુવે તો પોતે ગરીબ માણસને ઘેર જઇ, તેમને સાદ પાડીને બોલાવી, બે હાથ જોડી, ( નમ્રતાપૂર્વક ) અન્નવસ્ત્રાદિ તેમને આપે; અને કહેઃ-અન્ન ખાવ; વસ્ત્ર પહેરો ( ઓઢો ) અને શ્રી હરિનું ભજન કરો; ( તે શ્રીમંતને તે ગરીબ કહેઃ ) તમે અમારા બાંધવ છો; તમે લાંબો કાળ જીવો. તેમની આશિષથી ઈશ્વર તે શ્રીમંતનું મન થોડા સમયમાં શુદ્ધ કરે છે. ૫

ઢંહાઇ=ઓઢીને. ટેરે=કહે. માનસ=મન, મનુષ્ય.

અર્થઃ--સ્ફટિકનો અતિસ્વચ્છતાનો ગુણ છે તેજ તેના દોષનું કારણ છે. ( સ્વચ્છ હોવાથી પાસે પડેલી વસ્તુના રંગનું પ્રતિબિંબ અંદર પડવાથી તે સ્ફટિક રંગીત દેખાય છે. ) તે પ્રમાણે આત્મા જે અતિ શુદ્ધ છે તે પોતાને આશ્રયે રહેલી જે અવિદ્યા છે તેને લીધે કર્તા ભોક્તા આદિ ધર્મોવાળો ભાસે છે. ૬

પ્રેમ પયોધરે ઝીલીએ,
સદ્‌ગુરૂ સંતોની સંગ
પ્રીતમ તન મને તે થકી,
પ્રગટે પૂરણ રંગ. કહાએ.

सवैया-ग्रंथ अपार विचार विचार
गँवार महामदके सुख झूला।
पंडित ह्वै विचरै भवमें निज
भोजन डारि दियो अनुकूला॥
औरनको उपदेश बतावत
आप बँध्यो जैसे गाडिको शूला।
सुंदर ऊपर ते बहु दीसत
भीतर यों जिमि किंशुक फूला॥९॥

---

ग्रंथानभ्यस्यभूयः परममद युतो मूढतां प्राप्य नित्यम्।
विद्वत्तां प्राप्य नूनं भविचरति भवे ब्रह्मतत्वं न बुद्धम्॥
पाण्डित्यं चोपदेशो परहृदि विदिते स्वात्मधीर्नावबद्धाः।
बद्धो जालैर्नितांतं शकटधुरिकृतः काष्ठदामाऽभिधानः॥

---

कदा वाराणस्याममरतटिनीरोधसि वसन्
वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम्।
अये गौरीनाथ त्रिपुरहर शम्भो त्रिनयन
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान्॥
(भर्तृ० वैराग्यशतक)

અર્થ:—મૂર્ખ મનુષ્ય અનંત ગ્રન્થોનો વારંવાર વિચાર કરીને મહાઅભિમાની બની સુખમાં ઝૂલે છે; પંડિત બનીને જગતમાં વિચરે છે, (પણ મુક્તિ આપવાવાળું જે વિદ્યાનું) અનુકૂળ પ્રયોજન છે તેનો ત્યાગ કરે છે. બીજાને ઉપદેશ બતાવે (કરે) છે પરંતુ પોતે જેમ ગાઢાનું ઝુંસરું હોય તેમ (દઢ) બંધાયેલો છે. (વાણીથી) ઉપરથી જોતાં બહુ સુંદર દેખાય છે, પરંતુ વિચાર કરીને જોતાં તે કેસુડાનાં ફુલો જેવો છે. (કેસુડાનાં પુષ્પ રંગે બહુ સુંદર ભાસે છે પરંતુ ભીતર તેમાં કાંઈ સુગંધી હોતી નથી; તેમ આવા ગ્રન્થો વાંચીને બનેલો પંડિત ઉપરથી બહુ સુંદર લાગે પરંતુ અંતરથી તેનો નિશ્ચય પરમાત્મા સંબંધી હોતો નથી.

શૂલા=ઝૂલા=ઝુંસરું.

(પૃ. ૧૩૪ ઉપરના છેલ્લા શ્લોકનો અર્થ:-)

અહો! કાશીમાં ગંગાના તટપર વસી તથા માત્ર લંગોટા ધારણ કરી, મસ્તક ઉપર બે હાથ જોડી, પગે લાગીને 'હે ગૌરીનાથ! હે શંભો! હે ત્રિપુરહર! હે ત્રિનયન! તમે પ્રસન્ન થાઓ. એમ કહેતાં કહેતાં ક્ષણની પેઠે મારા દિવસો હું ક્યારે નિર્ગમન કરીશ?'

હું કરૂં, આ મેં કર્યું,
એમ માનવી મિથ્યા બકે,
ભાવિની: મરજી વિના,
ના પાન પણ હાલી શકે. ૨

सवैया–देह शृंगार अहार रजोगुण
दुष्टन संग विचित्रित मंदर।
नारि निरूपण काव्य जुहै पुनि
मैथुन आठ जु ग्रंथन अंदर॥
कामनको फल देवन लेवन
कंद्रप क्रोध लोभादि कलंदर।
जो वड भाग विराग चहै तव
त्याग दए इति आदिक सुन्दर॥१०॥

सवैया–काम कहै मम राखत जे
तिनकी रछिया तिन देव करेंगे।
जे मम त्याग कुभूमि करैं
तिन देव कुपै तिन सुक्ख हरेंगे॥
ठौर नहीं तीनलोक विषे तृण
ज्यों भ्रमि है श्रमपुंज भरेंगे।
जारतहैं तिन ताप तिन्हें मम
धारत आरत सिंधु तरेंगे॥ ११ ॥

---

कामक्रोधमदादिकं हि सततं त्याज्यं सतां सौख्यदम्।
वैराग्यं भज भाजनं दिविपदां संगच्छ नारारपदम् ॥१०॥
तं रक्षन्ति भयो देवा वीर्यं रक्षति यो नरः।
त्यजेन्मोहात्तु योन्यां यो देवाः कुप्यन्ति तं जनम् ॥११॥

અર્થઃ—શરીરના શણગાર (વાળ ઓળવા, સારાં સારાં વસ્ત્રો પહેરવાં વિગેરે), રજોગુણી ભોજન, દુષ્ટોનો સંગ, (મનને વિહ્વળ કરે એવાં) વિચિત્ર ચિત્રોથી શણગારેલું ઘર, જે પુસ્તકો (કાવ્યો)માં સ્ત્રીઓ સંબંધી વર્ણન કરેલું હોય તેવાં પુસ્તકો, તથા કામદેવ, ક્રોધ, લોભ વિગેરે બાજીગરો (વ્યવહારમાં જે) લેવડ દેવડ કરાવે છે તે કામનાનાં ફળો: આ બધાં સુન્દર દેખાય છે ખરાં પણ જે મહાભાગ્યશાળી વિરાગની ઈચ્છા રાખે છે તેણે તો એમને ત્યજવાં જ. ૧૦

અર્થઃ—વીર્ય કહે છે: "જે કોઇ મારું રક્ષણ કરે છે (મને સાચવી રાખે છે) તેની બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણે દેવો રક્ષા કરશે. જેઓ અયોગ્ય ક્ષેત્રમાં મારો ત્યાગ કરશે તેના ઉપર ત્રણે દેવો કોપી તેનાં સુખોનો નાશ કરશે. એવા માણસને ત્રણે લોકમાં ઠરીને બેસવાનું ઠેકાણું નહિ પડે અને ઘાસનાં તણખલાંની પેઠે ભમ્યા કરશે તેથી પુષ્કળ શ્રમ સહેશે. તેને અધ્યાત્મ આદિ ત્રણ તાપ (રાત દિવસ) બાળે છે (પણ) જે મને ધારણ કરશે (સાચવશે) તે આ દુઃખરૂપી સંસાર તરી જશે. ૧૧

काम=વીર્ય, શુક્ર. कुभूमि=અયોગ્ય ક્ષેત્ર (પર સ્ત્રી આદિક). कलंदर-મદારી, બાજીગર.

અહિ વિખ તન કાટે ચઢે, તિય ચિતવત ચઢી જાય;
જ્ઞાન ધ્યાન પુનિ પ્રાણ હું, લેત મૂલયુત ખાય.

(વિચારમાળા.)

सवैया–चंचल संगतिने चित चंचल
अंचल दाग लगे किल खासो।
तासों कदाचित वाचत ना
अनथा नहिं वाचत कोटि कलासो॥
अमृतपान कलालगृहे पर
जान शराब सभी अकुलासो।
नीचके संगते मीच भली
परमारथ बीच विरोध न मासो॥ १२॥

सवैया–ढिग छैलते मल लगै दिलको
तिहिं गैल सुधी न कभी पर है।
मधुपान समान है ध्यान तिसै
हरियाल कहै विपको सर है॥
जिहिं हेरन तें हिरदा हिलहै
प्रश्नोत्तरते उरको फर है।
सखु चंचल संगति वांग हिमाचल
जो परहै गरहै गर है॥ १३॥

दुःसंगाच्चित्तचांचल्यं भवतीति सुनिश्चितम्।
पयोऽपि शौण्डिके गेहे वारुणीत्यभिधीयते॥ १२॥
सुन्दरी युवतिर्नारी मनः कर्षति दर्शनात्।
तस्याः संगः तरित्याज्यः प्रत्यक्षं विष भाजनम्॥ १३॥

અર્થ:—સ્ત્રીની સંગતથી ચિત્ત ચંચળ થાય છે અને જેમ સફેદ વસ્ત્ર ઉપર ડાઘ લાગે છે તેમ સ્ત્રીના સંગથી શરીર રૂપી ખાસ્સો (ઉઘાડો) ડાઘ અવશ્ય લાગે છે. (નવો દેહ ધારણ કરવો પડે છે.) (જો નવા દેહથી બચવું હોય તો). સ્ત્રીની સાથે વાતચીતનો પણ પ્રસંગ રાખવો નહિ, તે સિવાય કરોડો ઉપાય કરો તો પણ બચાશે નહિ. કલાલના ઘેર જઇને (કોઇ) અમૃત પીએ તો પણ તે દારુ પીએ છે એમ બુદ્ધિથી સર્વ જાણે છે. (માટે) નીચની સોબત કરતાં મરણ સારૂં, જેથી મોક્ષમાં લગાર પણ અડચણ ન આવે. ૧૨

चंचल=સ્ત્રી. अंचल=વસ્ત્ર, શરીર. बाबत=બચવું; વાત કરવી. अकुलासों=બુદ્ધિથી. मींच=મરણ.

અર્થ:—સ્ત્રીની પાસે જવાથી અંતઃકરણમાં વિકાર થાય છે. તેને રસ્તે જનાર બુદ્ધિમાન પુરુષ હોય તો તે પણ કોઈક વખત અધોગતિ પામે છે; તેનું હૃદયમાં ધ્યાન ધરે તો મદ્યપાનની પેઠે ભાન ભૂલાવે છે; મહાત્મા હરદયાળ કહે છે કે સ્ત્રી તો વિષનું બનાવેલું બાણ છે, જેને જોવાથી હૃદય વલોવાઈ જાય છે; અને તેની સાથે પ્રશ્ન ઉત્તર (વાતચીત) કરવાથી અંતઃકરણને ફેરવી નાખે છે. ખરેખર સ્ત્રીની સોબતવાળો જો હિમાચળ જેવો (શાંત, અડગ) હોય તો પણ તે અવશ્ય પરે સે અધોગતિ પામે છે).

सवैया—रघुवीरहृदे हम जानतभी
भवभोग सरोग बुरेते बुरे।
परपूरव पापनके बलते
मन मोर पदारथ ओर दुरे॥
हम मोरत जोरत ना रुचिसों
मुर है विषयों महिं फेर जुरे।
बहु बार जुहार हरी वरदे
तुम छोरि कहूँ नहिं चित्त फुरे॥ १४॥

ललित छंद

तनु रथ मन रथवाही जानो प्रबल दुष्ट इंद्रिय हैं घोरे,
मन रथवाही इंद्रिय अश्वनि-शुभ मारगमें बलकरि टोरे।
शोभत देह सिपंदनमाहि जिवातमको परमातम जोरे;
अच्युतपूरणकामस्वामिमव विष्णु वही जो दुविधा छोरे॥

---

अपि जानामि गोविन्द भवभोगा हि दुष्कराः।
तथापि पूर्वपापच्च प्रवृत्तिर्मम विद्यते॥
तत्कुण्ठितं करोभ्यद्य विषये रुचितो गतम्।
नमस्ते भगवन्भूयो रक्ष तवत्नतो विभो॥ १४॥
देहो भवेद्रथो यत्र रथी देही स्वयं तथा।
मनस्सारथिकं ज्ञेयमिन्द्रियाणि हयास्तथा॥
सारथियस्य यथा सूतः सुमार्गेण नयेत्पुनः।
... तथा जीवं परमात्मनि योजयेत्॥ १५॥

ढिग=પાસે. छैलते=સ્ત્રીની. गल=રસ્તામાં. सुधी=બુદ્ધિવાન. सरहै=ફેરવી નાખે; પકડી લે છે. वांग=જેવો.

અર્થઃ—હે રઘુવીર, સંસારમાં વિષયભોગ રોગવાળા છે અને ખરાબમાં ખરાબ છે એવું હૃદયમાં હું જાણું છું તો પણ પૂર્વ જન્મના પાપના બળથી મારૂં મન પદાર્થો તરફ ઢળી જાય છે. હું વિષયોમાંથી મનને પાછું વાળું છું અને આત્મામાં (અંતઃકરણમાં) પ્રીતિથી જોડું છું પણ ત્યાંથી પાછુ હઠીને ફરીથી વિષયોમાં જોડાઈ જાય છે. (માટે) હે હરિ; તમને વારંવાર નમસ્કાર કરૂં છું. મને વર આપો કે તમને છોડી મારૂં ચિત્ત બીજે (વિષયોમાં) જાય નહિ. ૧૪

ढुरे=વળે, જાય. मोर=મારૂં. मोरत=રોકું છું. मुर है=મૂળ છે.

અર્થઃ—શરીરને રથ જાણો; મનને સારથી જાણો; વશમાં ન રાખેલી (દુષ્ટ) ઇન્દ્રિયોને બળવાન ઘોડા જાણો. મન રૂપી સારથિ ઈન્દ્રિય રૂપી ઘોડાને બળાત્કારથી શુભ માર્ગ ઉપર હાંકે (લઇ જાય) તો દેહ રૂપી રથમાં બેઠેલો જીવાત્મા શોભે છે; તેમજ જીવાત્માને પરમાત્મા સાથે જોડે છે (જીવ અને બ્રહ્મની એકતા સાધે છે). જે જીવ પોતાની અવિદ્યા રૂપી ઉપાધિ (દ્વૈત ભાવનો) ત્યાગ કરે તે પોતે અચ્યુત છે, પૂરણકામ છે, જગતનો સ્વામિ છે, અને તેજ વિષ્ણુ છે. ૧૫

---

ચલદલ પત્ર પંતાક પટ, દામિની કચ્છપ માથ;
ભૂતદીપ દીપકશિખા, ત્યોં મનવૃત્તિ અનાથ.

---

कवित–पुण्यानिको आरी है कि पापनिकी क्यारी है।
कि कीरति कुहारी किधौं धनको कटारी है॥
शांतिको बुहारी है सुकांतिको कुठारी है।
कृतांतदूति मारी है कि कुलको अँगारी है॥
चिंता महतारी है कि छलमें मदारी है।
कि रोग की पीटारी है कि कलहकी दुआरी है॥
गुण कूप धारी किधौं ज्ञान बटमारी ऐसी।
नारी व्यभिचारी यातें राखे गिरिधारी है॥ १६॥

कवित्त

कौतुक निमित्त कहुँ जन जिन मोल लीनो।
गुणागुण चीनो खेद मोद मयो जीनो है॥
कह्यो काम औखो झट करै हठ देत पोखो।
भपी घोखो मारी मन झुता मंत्र लीनो है॥

---

पुण्यानां कर्तरी नारी पापानां च प्रवर्द्धिनी।
शांत्यं संमार्जनी भोक्ता तस्याः पायाज्जनार्दनः॥
विचारे ब्रह्मणो नित्यं चेशस्य परमात्मनः।
स्त्रीणां संगः परित्याज्यः स्त्रियो हि प्रति बन्धनम्॥१६॥
कार्यं कृत्वा तु श्रेष्ठस्य पिशाचो रंदमाऽऽगतः।
कार्यांतरं प्रयच्छ त्वं न चेत् पावम् करोमि ते॥

અર્થ:—પુણ્ય કર્મનો નાશ કરનારી આરી છે; પાપ કર્મની ક્યારી છે; કીર્તિને ખોદી કાઢનારી કોદાળી છે; ધનનો નાશ કરનારી કટારી છે; શાંતિને વાળીને સાફ કરનાર સાવરણી છે; (પુરૂષ શરીરના) સૌંદર્યને કાપી નાખનાર કુહાડી છે; યમરાજાની મુખ્ય દુતિ (નોકરડી) છે; કુળને બાળી નાખનાર અંગારા રૂપ છે; ચિંતાની (ઉત્પન્ન કરનારી) માતા છે; કજીયાનું દ્વાર છે; સદ્દગુણ રૂપી કૂવામાં બખોલ છે; જ્ઞાનને લૂટનારી લૂંટારૂ છે; આવાં લક્ષણોવાળી વ્યભિચારી સ્ત્રીથી હે ભગવાન્ મારી રક્ષા કરો. ૧૬

ઘારી=બખોલ.

અર્થ:—કોઇ એક માણસે કૌતુકની ખાતર એક ભૂત વેચાતું લીધું. જ્યારે તેના ગુણ અવગુણ તે ખરીદનારે જાણ્યા ત્યારે તે જીવને (હૃદયમાં) આનંદ તથા ખેદ થયો. તેને (કઠણ) કામ બતાવ્યું હોય તો પણ તે ઝટ પૂરૂં કરી દે અને (બીજું) લાવો એમ હઠથી કહે. (ભૂત કહે 'જો કામ નહિ આપો તો તમને ખાઇ જઇશ.' એવું સાંભળીને) તે ખરીદનારના મનમાં ભારે દુઃખ થયું તેણે તેની દીકરીની સલાહ લીધી. (તેણે કહ્યું, પિતાજી), "બારણા આગળ એક

કક્કા કર સદ્દગુરુનો સંગ,
હૃદે કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય,
માયા મનથી દૂર પળાય;
લિંગ વાસના હોએ ભંગ,
કક્કા કરે સદ્દગુરૂનો સંગ. ૧

अत्र गाडी दार गुर या पैरे चडोवरा तू ।
क्यो घनी मान्यो याते भूत वल खीनो है ॥
कै स्वरूप लावै कै स्वरूपगीत गावै ऐसे ।
संत जनो निजमन भूत वश कीनो है ॥ १७ ॥

दोहा—रघुपति गणपति वाकपति तिनमति नितमति वंद ।
जाहि कृपा प्रतिवंधगण प्रतिहत भए दुरंघ ॥१८॥

सभा जित्य परतापते सभाजित्यपर आप ।
सभा जित्यको दाप है सभाजित्यको जाप ॥१९॥

---

भयाद्‌भूमिं निखन्याय स्तंम्भश्चारोप्य वै दृढम् ।
आरोहणं पुनश्चास्मिन्नवरोहणकं कुरु ॥
धनिना वै वशं नीत्वा प्राणरक्षा यथा कृता ।
तथा मनो वशं नीत्वा जिज्ञासुः परमं पदम् ॥ १७ ॥

वन्दे गणपतिं देवीं राम राजीवलोचनम् ।
यत्कृपावशतो यान्ति विघ्नानि च पलायनम् ॥१८॥

सभामितः सुमध्याद्य कंठम्याद्य विशेषतः ।
सभा म्यपं जयेन्मर्त्यः सुपदश्चाधिगच्छति ॥१९॥

મોટો વળો દટાવીને તેને (કામ ન હોય ત્યારે) ચઢ ઉતર કરવાનું કહો." તે ધનવાને દીકરીનું કહ્યું માન્યું. (ભૂતને તે પ્રમાણે કરવાનું કહ્યું) તે પ્રમાણે કરવાથી ભૂતનું બળ ઘટી ગયું. એજ પ્રમાણે સંત પુરૂષોએ તેમના મન રૂપી ભૂતને કોઈ વાર સ્વરૂપમાં સ્થિતિ કરાવીને તો કોઈવાર સ્વરૂપ સંબંધી (मैं हुं निरंजन शांत निर्मल बोध, मायासे परै એવાં) ગીતો ગાઈને વશ કર્યું છે. (વિષયોમાં જતું રોકી દીધું છે) ૧૭

અર્થઃ—( કવિ હરદયાળ કહે છે ) રઘુપતિ, ગણપતિ તથા શ્રી સરસ્વતીને મારા હંમેશ નમસ્કાર છે. જેમની કૃપાથી મારા હૃદયમાં બુદ્ધિમંદતા, કુતર્ક આદિ જ્ઞાન થવામાં જે પ્રતિબંધકો હતાં તે નાશ થયાં ૧૮

અર્થઃ—આ સભાજિત પુસ્તકના પ્રતાપથી બીજાની તથા પોતાની સભાને જીતી શકાય છે (અને) આ સભાજિત પુસ્તકનો અભ્યાસ કરવાથી બીજી સભાઓને જીતનારાઓને પણ જીતી શકાય છે. ૧૯

ઢાપ=પરાજય કરવો; ઢાંકી દેવું.

અર્થઃ—તીર્થસ્નાનનું ફળ આખું જગત જાણે છે તે સ્નાન કરનારનું શરીર પવિત્ર કરે છે તથા મનને પણ પવિત્ર કરે છે. મનના રાગ દ્વેષાદિક મળો બાળી મૂકી તેને અતિ પવિત્ર કરી આ જીવને ચૈતન્ય સ્વરૂપનું જ્ઞાન કરાવે છે આવું, તીર્થોના યશનું, જ્ઞાન પણ સદ્ગ્રન્થો દ્વારા થાય છે. ૨૦

---

कवित्त–तनको पवित्रकरि मनको पवित्र करे।
तीरथ सनानको जहान यश जान है।
मनको विशुद्धकरि जीवको प्रबुद्ध करे।
तीरथोंके यशकामी ग्रंथो द्वारा ज्ञान है॥
तातें सभा जित्य ग्रंथ हरद्याल मोक्ष पंथ।
भेदे चिदजड ग्रंथि महाबुद्धिवान है॥
जैसे ऊँच नीच मीच काशीबीच मोक्ष लहै।
तीनों देव वर दीनों सोला तीनों मान है॥ २० ॥

दोहा–वेदशास्त्र युग काल त्रय सुर नर वा द्वय लोक।
हैं प्रमाण उन्नीस ये भक्ति द्वार शिवओक॥ २१ ॥
नउ सवैये सोरठिक त्रि कवित ललित सु एक।
दोहे पाँच नराच द्वै छन्द इकीस विवेक॥ १ ॥
इति श्रीसारूक्तावली पंद्रस मिश्रित पाठ।
सभा जित्यके छंद सब दोसौ पांडव आठ॥ २ ॥

---

तनुं शुद्धां विधायैव मनः शुद्धं तथैव च।
तीर्थस्नानयशो नित्यं जगज्जानाति निश्चितम्।
वाराणसीं प्राप्य ययोच्चनीचा
मोक्षं लभन्ते श्रुतिमार्गगीतम्।
चिज्जाडययोर्ग्रन्थिविभेदबोधम्
ग्रन्थम् तथाऽऽलोक्य प्रयाति मुक्तिम्॥

તેથી હરદયાલ મહાત્મા કહે છે કે આ સભાજિત - ગ્રન્થ મોક્ષનો માર્ગ છે અને તે દ્વારા જેઓ મહાબુદ્ધિવાન છે તેઓ ચિદ્ (ચૈતન્ય) અને જડતી જે ગ્રન્થિ (છે તે)ને ભેદી નાખે છે. જેમ ઉંચ અથવા નીચ વર્ણનો જે કોઇ કાશીમાં મરણ પામે તેને મોક્ષ મળે છે; ત્રણે દેવોએ (એવો) વર આપ્યો છે અને તેમાં ઓગણીસ પ્રમાણ છે તેમ ૨૦

અર્થઃ—(ઓગણીસ પ્રમાણઃ) ચાર વેદ; છ શાસ્ત્ર; ચાર યુગ, ત્રણ કાળ તથા આ (મનુષ્ય) લોક અને પર (સુર) લોક, એ ઓગણીસ મુક્તિનાં દ્વાર છે તથા કલ્યાણનું ઘર છે. ૨૧

અર્થઃ—નવ સવૈયા, એક સોરઠો, ત્રણ કવિત, તથા એક લલિત, પાંચ દોહરા અને બે નારાચ મળી કુલ એકવીસ છન્દો છે. ૧

અર્થઃ—એ પ્રમાણે સારૂકતાવલીનો પંદરમો અધ્યાય જેમાં પ્રકીર્ણ વિષયો કહ્યા છે તે પૂરો થયો. આ સભાજિત ગ્રન્થના બધા મળીને કુલ બસોંતેર છન્દો છે. ૨

---

ખખ્ખા ખરેખરી છે વાત,
તે શ્રી મુખે કહિ સાક્ષાત્;
જ્ઞાની મુનિ જોગી જતી;
ગુરુ કૃપા વિણ સિદ્ધિ નથી.
જન્મમરણની મટશે ઘાત,
ખખ્ખા ખરેખરી છે વાત. ૨

सवैया–नहिं शुद्ध अशुद्धकी शुद्ध परी
मम बुद्धि अशुद्ध हुती अब धामा।
हरयाल विरुद्ध जु है वरणारथ
शुद्ध करो तुम हे कविस्वामा।
नभ[०] नाग[८] निधि[९] शशि[१] संवत सावन
मंगल तिथि छठी पख श्यामा।
लुहुंनीपुरमाँहि आरंभ कर्यो
इति श्री लवधाम समाजित नामा॥ १॥

कवित–कवि हरयालकृत सभाजित ग्रंथ ताको
शुद्ध करि छाप्यो न उथाप्यो अंस कोई है॥
भयो यह ग्रंथ देश पंजाबाख्यमाहिं ताते
गिरा हिंदीमिश्रित वहांकी रची होई है॥
कविकृत शब्द जैसे हमहुं राखे है तैसे
एकहु न फेर्यो ऐसे वाक्य बनै जोई है॥
विविध विषय यामें रंजन करत मन
जाको जैसी चाह ताको मिलै भाव सोई है॥२॥

---

मोक्षकर्त्री क्षितौ काशी शास्त्रैरेतत्सुनिश्चितम्।
शृणुध्वं भो महाभाग मानं तस्य वदाम्यहम्॥ २०॥
नरदेवस्थितेर्लोके क्रपः कालश्चतुर्युगाः।
शास्त्रवेदाश्च संप्रेते प्रमाणा न्यूनविंशतिः॥ २१॥

અર્થઃ—હરદયાળ કવિ કહે છેઃ–મારી બુદ્ધિ નિર્મળ નથી, અને મારું હૃદય પાપનું ધામ છે તેથી મને શુદ્ધ તથા અશુદ્ધ વર્ણ અને અર્થની સમજણ પડી નથી; માટે હે ઉત્તમ પુરુષો ( શ્રેષ્ઠ કવિઓ ) તમને આ પુસ્તકમાં વર્ણ ( અક્ષરો ) અને તેના અર્થોમાં જ્યાં જ્યાં વિરોધ ( ભૂલ ) ભાસે ત્યાં ત્યાં સુધારીને વાંચશો. આ સભાજિત નામનો ગ્રંથ ચુહુંનીપુરમાં સંવત ૧૯૧૧ ના શ્રાવણ વદી ૯ મંગળવારે આરંભ કર્યો અને શ્રી લત્રધામમાં પુરો કર્યો. ૧

## પ્રસિદ્ધ કર્તાની ઉકિતઃ

અર્થઃ—આ સભાજિત નામનો ગ્રંથ કવિ હરદયાળજીએ રચેલો છે; તેને ( વ્યાકરણ દોષથી ) શુદ્ધ કરી છાપ્યો છે. મૂળ પુસ્તકમાં કોઈ જાતનો ફેરફાર કર્યો નથી. પંજાબ નામના દેશમાં આ ગ્રંથ રચાયો છે; તેથી તેમાંની જે ભાષા તે તે દેશની છે અને હિંદી ભાષા તેમાં ભળેલી છે. કવિના રચેલા મૂળ શબ્દો તથા જે વાક્યો છે તે જેવાં હતાં તેવાં કાયમ રાખ્યાં છે; એકેમાં ફેરફાર કર્યો નથી. આ પુસ્તકમાં વિધવિધ વિષયો છે, મનને આનંદ આપવાવાળા છે; જેને જેવી ભાવના છે તેને તે તે ભાવવાળા વિષયો આ પુસ્તકમાંથી મળી રહેશે, ૨

---

ગગ્ગા ગુરુની સેવા કરો,
પરનિંદા પરધન પરહરો;
પ્રપંચ તે પડવાનો ઠામ;
સાથે રાચે સીતારામ;
એ શિખામણ ચિત્તમાં ધરો,
ગગ્ગા ગુરુની સેવા કરો. ૩

दोहा—परम हंस सत्पुरुष गुरु स्वामी राघवदास ।
तिनकी आज्ञातें कियो अंकित ग्रन्थ प्रकाश ॥ ३ ॥
विधु[१] श्रुति[४] निधि[९] शशि[१] वीरके वर्ष पौष्य शुभ मास
मुंबईमें मुद्रित भयो पढो सुनो सब तास ॥ ४ ॥

---

पुरा किलासीत्प्रथितप्रकीर्तिः
सिन्ध्वन्तरीपे वनखण्डीदासः ।
तस्य प्रसादाच्च गुरुप्रसादो
निबन्धमेनं प्रकटीकरोति ॥ ५ ॥

वेद[४] वेदांग[६] खेटा[९]ब्जे[१] वत्सरे वैक्रमे तथा ॥ ६ ॥

ॐ तत्सत्

હે પ્રભો સ્વસ્વરૂપમાં રમવાવાળો, સ્વર્ગ વિગેરેની આશા ન કરનારો, અને ગુરુનાં વચન ઉપર પ્રીતિ રાખનાર એવો હું, ગંગાનાં જળથી સ્નાન કરી, પવિત્ર પુષ્પ અને ફળો વડે આપનું પૂજન કરી, પર્વતની ગુફાના પત્થરરૂપી શય્યાના ગૃહમાં બેસીને, ધ્યાન કરવા યોગ્ય એવા આપનું જ ધ્યાન ધરી, તમારી કૃપાથી, મારા જેવા હાથપગવાળા પુરુષની સેવાથી થતાં દુઃખમાંથી ક્યારે મુક્ત થઈશ ?

(વૈરાગ્ય શતક, શ્લો. ૬૨ નો અર્થ)

અર્થ:—એક સંત પુરુષ, અમારા ગુરુ, પરમહંસ સ્વામી શ્રી રાઘવદાસજી નામે હતા; તેમની આજ્ઞાથી આ ગ્રન્થ (મૂળ હિંદીમાં) છપાવીને પ્રસિદ્ધ કર્યો છે. ૩

અર્થ:—સંવત ૧૯૪૧ ના વર્ષમાં શુભ પોષ માસમાં એ મૂળ હિંદી ગ્રન્થને મુંબાઇમાં છપાયો, સર્વ કોઈ સજ્જનો તેને ભણો; તેનું શ્રવણ આદિ કરો. ૪



## સંસ્કૃત ગ્રન્થકારની ઉકિત.

અર્થ:—પૂર્વે સિન્ધુદેશમાં વિદ્વાનોની સભામાં પ્રસિદ્ધિ પામેલા એવા વનખંડીદાસ નામના મહાત્મા થઇ ગયા. તેમની કૃપાથી ગુરુપ્રસાદે આ (સંસ્કૃતમાં લખેલું) પુસ્તક તૈયાર કરી સંવત ૧૯૬૪ માં પ્રગટ કર્યું છે. ૫-૬

ૐ तत्सत्

આ હિંદી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર સં. ૧૯૯૭ ના આસો વદી ૧૩ ને રોજ નડીઆદમાં શ્રી વેદાન્ત ભવનમાં પૂરુ કર્યું: તેમાંની ત્રુટિયો સુધારીને સર્વ સજ્જનો વાંચવા કૃપા કરશો

ૐ शान्तिः शान्तिः शान्तिः ॥

**સમાપ્ત**

## પદ-૧ લું

સીતારામ રામરે, દેહ ગયે દુનીઆ ગઈ;
ગયાં નાત જાત તાતરે, ગયાં બૈરાંઓને બાળકાં,
ગયાં ભગિનીને ભ્રાતરે—દેહગયે૦ ૧

સીતારામ રામરે, પંડે ગયા કે ગઈ માવડી;
ગયો સકળ સંસારરે, ગયાં ઘરબારને ગાદીઓ;
ગયો વિત્ત ને વહેપાર રે—દેહગયે૦ ૨

સીતારામ રામ રે, ગયાં આભૂષણ અંગનાં;
ગઈ સુખ સન્ત્યાય રે, ગયાં મંચકને માળીયાં;
કેડે કાગ વાસ થાય રે—દેહગયે૦ ૩

સીતારામ રામરે, કોમળ પથારીએ પોઢતાં;
તેતો પહોડયા કાષ્ઠમાંયરે, ઓઢવાને ઉંચાં નીચાં લાકડાં
અંગ ઉઘાડાં દેખાય રે—દેહગયે૦

સીતારામ રામરે, મધુરે મોંઢે પાન ચાવતા;
પડી તેને મોંઢે આગરે, ઉષ્ણઋતુએ અંગ જાળવ્યું;
તેના પજળાવે પાગરે—દેહગયે૦ ૧

સીતારામ રામરે, ઉંદર ખોદેને ભોરિંગ ભોગવે;
કીડી સાંચીસાંચી જાયરે,કણ મેળવેલા કંઈ કાળના;
તેતર ખોદી ખોદી ખાય રે—દેહગયે૦

સીતારામ રામરે, કોયલને ઉછેરે કાગડો;
જાણી પોતાનો સાથરે, છેવટે ઉડીને જાય જાતમાં,
પેલો કાગ ઘસે હાથરે—દેહગયે૦ ૭

સીતારામ રામરે, ઘણા ગયા છે છત છોડીને;

ઉડ હવેલીએ કાગરે, ભરેલા મહેલે ભમ્યાં ભૂતડાં;
સળ્યાં સીસવોને સાગરે—દેહગયે૦ ૮
સીતારામ રામરે, બેઠી કાપડમાં કસારીયો;
લૂણો લાગ્યો ઘર ભીંતરે, ઉધેઈ લાગી ઉભે થાંભલે;
લોક લૂંટી ગયું વિત્તરે—દેહગયે૦ ૯
સીતારામ રામરે, ભૂલ્યો તે ભટકાયો ભોગમાં;
અંતે તૂટી ગયો તોડરે, વલ્લભ વદે બોલજો;
જય જય શ્રી રણછોડરે; દેહગયે૦ ૧૦

---

## પદ-૨ જું

સીતારામ રામરે; મારૂં મારૂં કહેતાં મરી ગયા;
તારૂં નહિ તલભારરે, પોતાનું હોય તો જાયે નહિ;
જીવ કરી લે વિચાર રે—મારૂં મારૂં૦ ૧
સીતારામ રામરે, ભીખારી હતા તે ગૃહસ્થો થયા;
થયા ગૃહસ્થો ગરીબરે, સોનાને થાળે જમતા હતા;
તેને ના મળી ઠીબરે—મારૂં મારૂં૦ ૨
સીતારામ રામરે, નગર ઠેકાણે અગર થયાં;
થયાં સુસરાં સીમરે, સીમને ઠેકાણે પાધર પડયાં;
અનાદિ ચાલે એમરે—મારૂં મારૂં૦ ૩
સીતા રામ રામરે, ઉકરડે ઉપડી હવેલીઓ;
હવેલીના ઉકરડાયરે, રાજા હતા તે થયા રાંકડા;
થયા રાંકડા તે રાયરે—મારૂં મારૂં૦ ૪
સીતારામ રામરે, એકના અનેક સુત ઉપજ્યા;

થયા અનેકના એકરે, વસ્તારી કહેવાયા વાંઝીઆ;
વાંઝીઆના અનેકરે—મારૂં મારૂં૦ ૫
સીતારામ રામરે, બેસતા ઘોડલેને ગાડીએ;
તેનેજ મળ્યાં ઉપાનરે, જરીયાનો ચરણામાં ચોળતા;
તેનાં ઉઘાડાં વાનરે—મારૂં મારૂં ૬
સીતારામ રામરે, જર તણું જોર માતું ન'તું;
તેનાં નરમ થયાં ગાત્રરે, કુપાત્રે સુપાત્ર નીકળ્યા;
સુપાત્રના કુપાત્રરે—મારૂં મારૂં૦ ૭
સીતારામ રામરે, હોયને જતું રહ્યું પળમાં;
નવ હોય તે થાય રે, દશા વીશી સૌને ખરી;
મૂઢ મિથ્યા કૂટાયરે—મારૂં મારૂં૦ ૮
સીતારામ દામરે, તેવડ તારી રહેશે નહિ;
કરે વલ્લભ હોડરે, વેળા વેળાની છે છાંયડી;
બોલો જય જય શ્રી રણછોડરે—મારૂં મારૂં૦ ૯

---

## પદ ૩ જું

સીતારામ રામરે; જો ને આ સાર સંસારનો,
તારે મૂએ કોને શોકરે ? શોકમાં ચીલો ઉતારશે;
મિથ્યા મૂકશે પોક રે—જોને આ૦ ૧
સીતારામ રામરે, રોતાં રળેલું પૂછશે;
માગી લેશે હિસાબ રે; તું કહે કેડે વાપરવા;
તેનો નહિ દે જવાબ રે—જોને આ૦ ૨
સીતારામ રામરે, એમ કહેતાં મૂકી દેહડી;

સગાં સાથ સૌ રોયરે, :નકામો જાણી ઉપાડશે;
ઘડી રાખે નહિ કોયરે—જોને આ૦ ૩

સીતારામ રામરે, નારી તારી નવે લુગડે,
સજી અંગ શણગારરે, કોરા કાંકણુ કર પહેરીને;
નીસરે ઘર બહારરે—જોને આ૦ ૪

સીતારામ રામરે, કપાળે કુમ કુમ રોળીને,
સીસે સીંચે ધુપેલ રે, થાય જાણે વહુ વિવાતીયાં;
જુઓ રાંડયાનો ખેલરે (!) જોને આ૦ ૫

સીતારામ રામરે, લોક લાજે તને કૂટશે;
રોશે એક દિન રાતરે, ચુડી કરમ કરીને વહુ;
કા'ડે ક્રિયાની વાતરે—જોને આ૦ ૬

સીતારામ રામરે, ભંડાર ભોંયરાં ઉઘેડશે;
નહી નીકળે કદાપી રે, નિસાસો નાખી તુજને;
દેશે કળકળી ગાળરે—જોને આ૦ ૭

સીતારામ રામરે, જડે જર તો ખુશી થશે,
હશે વાપરો વિત્તરે, ભોજન કરો ભાત ભાતનાં;
માન માગવામાં ચિત્તરે--જોને આ૦ ૮

સીતારામ રામરે, ઓહો કરીને ઉભા રહે;
સઉ સગાનો સાથ રે; મારે તડાકા ટાઢા થઈ;
જોઇ રહે ન્યાત રે—જોને આ૦ ૯

સીતારામ રામરે, કરાવો ઘેબર ગલ પાપડી;
પકાવો પકવાનરે, ગળ્યાં જમણુ તે મુવા તણાં;
એને કોણુ ન કહે જાનરે ? જોને આ૦ ૧૦

સીતારામ રામ રે, મીઠાં મોંઢાં થાય લોકનાં;
જશ લે પરિવાર રે, તારા કરમના કોયલા;
તારૂં દુઃખ દિન ચાર રે—જોને આ૦ ૧૧
સીતારામ રામ રે, નામ તારૂં નેવે મુકીયું;
ટાળી તનનો ઉચાટ રે, ન્યાત સાથ ખવરાવે ખુશીથી;
પોતાને ખાવા માટરે—જોને આ૦ ૧૨
સીતારામ રામ રે, સુખડું કીધેલું સાંભરે;
રળી લાવ્યો તો એહ રે, જીવ્યો હોત તો વધુ લાવ તે;
તેને રડવાનું તેહ રે—જોને આ૦ ૧૩
સીતારામ રામ રે; દેવું દેવાનું દુઃખ હોય તો;
રૂવે વારંવાર રે, જીવ્યો હોત તો ઋણ વાળતે;
તને તેના પોકાર રે;—જોને આ૦ ૧૪
સીતારામ રામ રે, કાંતો ઓથ સારૂ લોથને રડે;
સહુ સ્વાર્થ કાજ રે, પણ તું કયાં પડયો હડદ્ય જીવડા;
તેની કો'ને નહિ દાઝ રે—જોને આ૦ ૧૫
સીતારામ રામ રે, હશે તને સુખ કે દુઃખડું;
તેનો ન કરે વિચાર રે; સ્વર્ગે રહ્યો કે નરકે ગયો;
મળ્યું માન કે માર રે—જોને આ૦ ૧૬
સીતારાન રામ રે, શ્વાનને સ્વરૂપે કદિ આવીઓ;
પેસવા ઘર માંય રે, ઉઠે લઇને લાકડી;
તારૂં ચાલે નહી ત્યાંય રે—જોને આ૦ ૧૭
સીતારામ રામ રે, ઝીણી દ્રષ્ટિએ જો જીવડા;
માયા મોહ તન તોડરે, વલ્લભ વદે શો બોલજો;
જય જય શ્રી રણછોડ રે—જોને આ૦ ૧૮

## પદ ૧૪ થું

સીતા રામ રામ રે, રંગ બંગ ઢંગ ગયો અંગનો;
થયું ઘરડેરૂં ગાત્ર રે, ચક્ષુ ગળીને ઉંડાં ગયાં,
નરમ થઈ નસો માત્ર રે—રંગ બંગ૦ ૧

સીતા રામ રામ રે, દંડ પડયાને ડાચાં મલ્યાં;
શુદ્ધ વદી ન શકાય રે, ચરણ ચાલતાં ધ્રુજી પડે;
કંપે થર થર કાય રે—રંગ બંગ૦ ૨

સીતા રામ રામ રે, વાત કરતાં લાળ નીસરે;
આવી કાનમાં બેંરાશરે,નાસિકા ચુવે ગંદી ગોબરી;
કોઈ બેસે નહી પાસરે—રંગ બંગ૦ ૩

સીતા રામ રામ રે, જવાનીમાં રળીને મરી ગયા;
પડયું પુત્રોને ભોગ રે, એટલે સગા થયા નારના;
કોણ જુએ મારો રોગ રે ? રંગ બંગ૦ ૪

સીતા, રામ રામ રે, ઓસડ વાસડ કોઈ ના કરે,
કહેવા જાઉ કદિ કાંઈ રે, વહુ બહુ હાઉ કરી ઉછળે;
ધસી કરડવા જાય રે—રંગ બંગ૦ ૫

સીતા રામ રામ રે, કહું સુતને તો સુણે નહી;
વંદુ કેડો લઈ વાત રે, દીકર ડાહ્યાં કરે દાંતીઆં;
કહેશે મેર ને તું તાતરે—રંગ બંગ૦ ૬

સીતા રામ રામ રે, ઘરડપણામાં ગણ્યાં ગાંડીઆં,
જોડે ઘરડી થઈ નાર રે, ટુંકારા હુંકારા કરે સહુ;
વહુઓનો કારભાર રે—રંગ બંગ૦ ૭

સીતા રામ રામ રે, સાંચી સાંચી દીધું સુતને;
ક્યાથી કરૂં કંઈ દાન રે ? કોડી માગેથી મળે નહિ;
તેથી થાઉં હેરાન—રંગ બંગ૦ ૮
સીતા રામ રામ રે, ઘરનું વગોણું કરૂં બારણે;
તેમાં શો વળે દિન રે ? લોક ઉલટા હાંસી કરે;
ખુશી થાય દુરીજનરે—રંગ બંગ૦ ૯
સીતા રામ રામ રે, જવાનીમાં માળા ન ફેરવી;
ધર્યું નહી હરિ ધ્યાન રે, આશાએ ઉછેર્યો બાળકાં;
રણુ ભરૂં ભગવાન રે—રંગ બંગ૦ ૧૦
સીતા રામ રામ રે, મ્હારાં મ્હારાં ધારી મોહી ગયો;
થયો કરમનો વાંક રે, જોબનમાં જરા નવ જાણીયું;
જખ મારી થયો રાંક રે—રંગ બંગ૦ ૧૧
સીતા રામ રામ રે, અમલ ઉતર્યો હવે આપનો;
થયું રાણીઓનું રાજ રે, અધિકાર એક પાપી પેટનો,
તે પણ લોક લાજરે—રંગ બંગ૦ ૧૨
સીતા રામ રામ રે, ઓશીઆળો અવતાર આવીઓ;
પરવશ નારી નરને, કાળ આવ્યો ને મુકી ચાલીઓ;
ભર્યાં ભાદર્યાં ઘર રે—રંગ બંગ૦ ૧૩
સીતા રામ રામ રે, આપે ન વપરાયું આપનું;
થયા અન્ય અધિકારી રે,ઠાલાં આવ્યાં ને ઠાલાં ચાલીયાં,
વહી છૂટયો અવતારરે—રંગ બંગ૦ ૧૪
સીતા રામ રામ રે, કોડી કોડા જોડી માયા મેળવી;
ચોંટયુ વિત્તમાં ચિત્ત રે; જવાબ શો દઉં જમરાયને ?
થયો પાપે બળહીન રે—રંગ બંગ૦ ૧૫

સીતા રામ રામ રે, પુઠે પસ્તાવો બહુ પામીયો;
થઈ ગઈ રડારોળ રે, વ્યાસ વંદે ચેતો જવાનીમાં;
બોલો જયશ્રી રણછોડ રે—રંગ બંગ૦ ૧૬

---

## પદ ૫ મું

સીતારામ રામ રે, જીવ વીંટાયો જંજાળમાં;
માયા મસ્તીની છે છે કરે, મોહ મદમાં જીવ ઝીંકીઓ,
રહ્યો નહિ લોભ નેક રે–જીવ૦ ૧
સીતારામ રામ રે, પાપી પેટે પાપો કર્યા;
ભર્યા ભલેરા ભંડાર રે, સગાં સહોદર ખાઇ ગયાં,
સાથે લીધું ન લગાર રે–જી૦ ૨
સીતારામ રામ રે, જમડાએ જીવને ઝાલીઓ;
દીધો મુગદળ માર રે, પ્રાણુલાલ પ્રહારથી ત્રાસીયો,
કરે કારમા પોકાર રે–જીવ૦ ૩
સીતારામ રામ રે ચોટલી ઝાલી જમે તાણીયો;
નાખ્યો ગોખરુને પંથ રે, અણીયાળી અંકુશો મારતા,
ચુંટે ચામડી અત્યંત રે–જીવ૦ ૪
સીતારામ રામ રે, વૈતરણી નદીમાં લાવીઆ;
જેમાં રુધિરોનાં નીરરે, અજખોળા ખાતે જમે નાખીઓ,
ઘણે દુઃખે ગયો તીર રે–જીવ૦ ૫
સીતારામ રામ રે, જમરાય પાસે ઝાલી લાવીઆ;
ઉભો કર્યો હરામખોર રે, થરથર કંપે છે કાય રે,
જમડા પૂછે હિસાબ રે–જીવ૦ ૬

સીતારામ રામ રે, જમરાયે સુણી નીચું ઘાલીયું;
દીધા હાથ બે કપાળ રે, હુકમ કર્યો નીચું ઘાલીને,
કયાંથી આવ્યો આ ચંડાળ રે-જીવ૦ ૭
સીતારામ રામ રે, સુણીને દૂત લઈ ચાલીયા;
તાણી ટાંકયો ઉંધે શિર રે, કંપે છે કાળજું કારમું,
વહે છે નેત્રોમાં નીર રે-જીવ૦ ૮
સીતારામ રામ રે, છૂટવાને વારે વારે વીનવે,
હવે નહીં કરૂ પાપ રે, આટલી વેળા છોડો મુજને;
કોણ સાંભળે ત્યાં બાપ રે ?-જીવ૦ ૯
સીતારામ રામ રે, જળ વિના કંઠે કાંટા પડયા;
ક્ષુધા પીડે છે પેટ રે, જખમારી તે હું ભૂલીયો,
કરી વહાલાંની વેઠ રે-જીવ૦ ૧૦
સીતા રામ રામ રે, છોકરાએ મને છેતર્યો;
છેતરી ગઈ નરનારને, રળી રળીને મેં ભર્યા;
ઘણા ગર્થ ભંડાર રે-જીવ૦ ૧૧
સીતા રામ રામ રે, સગાં સાથે નવ આવીઆં;
બેલી થયું નહિ કોઇ રે, મુજ પેઠે જે જીવ ભુલશે,
તેની આગત હોય રે-જીવ૦ ૧૨
સીતા રામ રામ રે, ત્રીજે દિવસે ટાંગી મુકીયો,
આવી જમને દયાય રે, જામીન થઇ ને છોડાવીયો;
ગયો ગર્ભવાસ માંય રે-જીવ૦ ૧૩
સીતા રામ રામ રે, માને ઉદર મળ વેઠીયું;
નવમે માસ પડયો બહાર રે, હવે વિચારી ચાલ પ્રાણીઆ;
બધો ધૂળ છે સંસાર રે-જીવ૦-૧૪

સીતારામ રામ રે, સુણી સહુ સમજી જજો;
સગાં નથી માત તાંત રે, સાચું ના હોય તો લે પારખું;
અહી બેસ માળા હાથરે—જીવ૦-૧૫

સીતારામ રામ રે, પાંચ પૈસો ન જોડ તો;
જો જે કરડવા ધાય રે, સગાંઓ તારાં કે દ્રવ્યનાં ?
વાળો ગાંઠ મન માંયરે—જીવ૦-૧૬

સીતારામ રામ રે, ચેતો ચેતો ભાઇ ચેતી લ્યો;
કહે કૃષ્ણ કર જોડી રે, વ્યાસ વાણી સત્ય જાણી બોલજો;
જય જય શ્રી રણછોડ રે—જીવ૦-૧૭

---

## પદ ૬ ઠું

સીતા રામ રામ રે, દેહ દીધો શીદ દુઃખનો ?
માયા માગે સસાર રે, લપટાઇ પડયો છું તે લાલચે;
નથી સેવતા શ્રી નાથ રે—દેહ દીધો૦ ૧

સીતા રામ રામ રે, શાસ્ત્ર વેદની વાત સાંભળી;
તેનો સાર જાણ્યો એહરે, સત્ય સ્મરણ સમજ્યા વિના,
પડે ચોરાસીમાં દેહરે—દેહ૦ ૨

સીતા રામ રામ રે, તેનો ભય ભારે મને ભાસીયો;
હવે શો કરૂં ઉપાય રે, માયા ન મૂકે મારો કેડલો;
દિન પર દિન જાય રે—દેહ૦ ૩

સીતા રામ રામ રે, આટલી ઉમ્મર એળે ગઇ,
પણ પામ્યો નહી સુખ રે, જંજાળે જપ્યો નહી નાથને;
કેમ પામું મોક્ષ માર્ગ રે—દેહ૦ ૪

સીતા રામ રામ રે, જેવો તેવો દાસ હરિ, તાહરો,
જેનો નહિ જરા વાંક રે, ચૂક્યો હોઉં કદી કોઈ કામમાં,
તો હરિ જાણજો રાંક રે–દેહ૦ ૫

સીતા રામ રામ રે; જોઇ જોયું, સુખ સંસારનું,
તેમાં નીકળ્યો નહિ સાર રે, આપ વિના કોઇ બેલી નથી,
નથી તું વિના આધાર રે–દેહ૦ ૬

સીતા રામ રામ રે, અરજ, કંગાલની સાંભળો,
માગું બેઉ કર જોડી રે, વ્યાસ કહે તેવું સહુ માગજો,
બોલી જય શ્રી રણછોડ રે, દેહ દીધો૦ ૭

---

"સેવાધર્મ"

मौनान्मूकः प्रवचनपटुश्चाटुलो जल्पको वा ।
धृष्टः पार्श्वे वसति च तदा दूरतश्चाप्रगल्भः ।
क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः ।
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ नीति शतक

અર્થ:—ચાકરી કરનાર જો મૌન ધારણ કરે તો મૂગો છે એમ ગણાય અને જો વિશેષ બોલે તો વાચાળ અથવા વાયુના રોગવાળો ગણાય, જો માલિકની પાસે રહે તો નિર્લજ્જ ગણાય અને માલિકથી દૂર રહે તો પ્રૌઢ ગણાય. શાન્તિ રાખે તો બીકણ કહેવાય અને સહન ન કરે તો હલકા કુળનો ગણાય. માટે સેવાધર્મ અત્યંત કઠણ છે તેને યોગીઓ પણ જાણી શકતા નથી

## વધૂધર્મ.

( હિન્દુ ગૃહસંસારમાં " વહુ "ની અનુભવિકા. )

આજ્ઞા માગે હરચીજ મહીં, તો કહે " ઢોર છે આ ",
ના પૂછે જો કરી સ્વમતિથી, તો કહે " સ્વેચ્છવૃત્તા ";
આપે ના જો પ્રતિવચન તો " મીંઢી બોલી હમે છે ",
જો આપે ઉત્તર વચન કે, " સામી બોલી ઘણી છે ";
થોડુ ખાતાં, " અતિશય કરે, નાજુકાઈ વહુ ! તું ",
પુરું ખાતાં " નથી કહીં દીઠું અન્ન પીયેરમાં શું ? ";
રોતાં " ઢોંગી ! ", રુદન ન કરે " નિર્લજ્જ નાર આવી ",
સેવાધર્મ વિકટ વધૂનાં, હિન્દુ સંસાર માંહિ !

( ૧૯૧૬ ના સુન્દરી સુબોધ, ફેબ્રુઆરીના અંકમાંથી )

ॐ

જીવે કરેલી પ્રભુની સ્તુતિ. ( ગર્ભઉપનિષદમાંથી. )

पूर्वयोनिसहस्राणि दृष्ट्वा चैव ततो मया ।
आहारा विविधा भुक्ताः पीता नानाविधाः स्तनाः ॥१॥

અર્થ:—અત્યાર અગાઉ મેં હજારો યોનિઓ જોઈ છે. ત્યાં વિધવિધ આહાર ખાધા તથા અનેક પ્રકારનાં સ્તનપાન કર્યાં; ૧

जातश्चैव मृतश्चैव जन्म चैव पुनः पुनः ।
यन्मया परिजनस्यार्थे कृतं कर्म शुभाशुभम् ॥ २ ॥
एकाकी तेन दह्येऽहं गतास्ते फलभोगिनः ।
अहो दुःखोदधौ मग्नो न पश्यामि प्रतिक्रियाम् ॥ ३ ॥

અર્થઃ—જન્મ્યો, વળી મુવો; ફરી ફરી જન્મ મરણ પામું છું. મેં મારા કુટુંબિયો માટે શુભ અશુભ કર્મો કરેલાં તેના પરિણામે હું ( અહિં જઠરાગ્નિથી ) એકલો બળ્યા કરૂં છું. ફળ ભોગવનારા ( તો કયાંયે ) ચાલ્યા ગયા. અરેરે! દુઃખસાગરમાં હું ડૂબી ગયો છું; તેમાંથી છૂટવાનો ઉપાય સૂઝતો નથી. ૨—૩

पदि योन्याः प्रमुच्येऽहं तत्प्रपद्ये महेश्वरम् ।
यदि योन्याः प्रमुच्येऽहं तत्मपद्ये नारायणम् ।
'अशुभक्षयकर्तारं फलमुक्तिमदायकम् ॥ ४ ॥ ५ ॥

અર્થઃ—જો હું આ યોનિમાંથી બહાર નીકળું તો પાપનો નાશ કરવાવાળા તથા મુક્તિરૂપી ફળ આપનાર મહેશ્વરને ( અથવા ) નારાયણને જ શરણે રહીશ ૪—૫

यदि योन्याः प्रमुच्येऽहं तत्सांख्यं योगमभ्यसे ।
यदि योन्याः प्रमुच्यामि ध्याये ब्रह्मसनातनम् ।
अशुभक्षयकर्तारं फलमुक्तिप्रदायकम् ॥

અર્થઃ—જો હું આ યોનિમાંથી મુક્ત થાઉં તો સર્વ પાપને નાશ કરનાર સાંખ્યનો તથા યોગનો અભ્યાસ કરીશ, અને સનાતન બ્રહ્મનું ( જ ) ધ્યાન ધરીશ

[ જીવની સ્તુતિ સાંભળી તેનું ગર્ભ સંકટ છેદાય છે પણ તે બહાર આવતાં જ તેને "વૈષ્ણવ" નામના વાયુનો સ્પર્શ થવાથી તે પૂર્વ અનુભવ ભૂલી જાય છે અને જન્મ મરણ પામ્યા કરે છે.]



॥ अवधूत ॥

( દત્તાત્રયજી કહે છેઃ વેદશાસ્ત્રના અર્થ જાણતા હોય; અથવા આસક્તિવાળા હોય અથવા જ્ઞાની હોય પરંતુ અવધૂત નો અર્થ બધાયે જાણવો જોઇએ. એમ કહી ચાર શ્લોકથી અવધૂત શબ્દના ચારે અક્ષરોનાં અસાધારણ લક્ષણ કહે છે. )

आशापाशविनिर्मुक्त आदिमध्यान्तनिर्म्मलः ।
आनन्दे वर्तते नित्यमकारं तस्य लक्षणम् ॥ १ ॥

(अ અક્ષરનો ) અર્થઃ—આશારૂપી પાશથી જે રહિત છે ( જેને કોઇ ભોગ વા પદાર્થની આશા નથી ) આદિ, મધ્ય અને અંત ( જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ; ભૂત, ભવિષ્ય અને વર્તમાન; કુમાર, યુવા અને વૃદ્ધા એ ત્રણે અવસ્થા) માં જેનું ચિત્ત શુદ્ધ છે ( વિકાર તરફ ઢળતું નથી ); અને જે નિત્ય બ્રહ્માનંદમાં મસ્ત રહે છે. આ ( અવધૂત શબ્દના) अ અક્ષરનું લક્ષણ છે. ૧

वासनावर्ज्जिता येन वक्तव्यं च निरामयम् ।
वर्तमानेषु वर्तेत वकारं तस्य लक्षणम् ॥ २ ॥

(व અક્ષરનો ) અર્થઃ—( આ લોકથી બ્રહ્મલોક સુધીના સર્વ ભોગોની ) વાસના જેણે ત્યજી દીધી છે; જેનાં વચનો રાગ રહિત છે ( કોઇનું મન દુખાવતાં નથી ), અને વર્તમાન ( હાલ )માં ( જે સ્થિતિ છે તેમાં આનંદ માની ) નિર્વાહ કરી લે છે. ( ભવિષ્યની ચિંતા કરતો નથી ) આ (બીજા) व અક્ષરનું લક્ષણ છે. ૨

धूलिधूसरगात्राणि धूतचित्तो निरामयः ।
धारणाध्याननिर्मुक्तो धूकारस्तस्यलक्षणम् ॥ ३ ॥

( ધૂ અક્ષરનો ) અર્થ:—ધૂળથી જેનાં ગાત્રો ( આંખો ) થએલાં છે; ( દૈવી સંપત્તિ વડે ) જેનું ચિત્ત ધોવાઇ સાફ થએલું છે; ( રાગ દ્વેષાદિ ) રોગથી રહિત છે; ( સર્વત્ર બ્રહ્મ દૃષ્ટિ થએલી હોવાથી યોગશાસ્ત્રમાં કહેલાં ) ધારણા તથા ધ્યાનથી જે મુક્ત થએલો છે; આ (ત્રીજા) ધૂ અક્ષરનું લક્ષણ છે.

तत्त्वचिन्ता धृता येन चिन्ताचेष्टाविवर्जितः ।
तमोऽहंकारनिर्मुक्तस्तकारस्तस्य लक्षणम् ॥ ४ ॥

(ત અક્ષરનો ) અર્થ:—જેણે આત્મતત્વનું ચિંતન ધારણ કર્યું છે, ( સંસારિક કોઇ પદાર્થનું ) ચિંતન અથવા ભોગ માટે ચેષ્ટા જેણે ત્યજી દીધી છે; અજ્ઞાનનું કાર્ય જે અહંકાર તેનાથી મુક્ત છે. આ ( ચોથા ) ત અક્ષરનું લક્ષણ છે. ૪

( અવધૂતગીતા અ૦ ૮. શ્લો. ૬-૯ )

---

દાંડી. ( "વાર્તાલાપ"માંથી )

आशायां बध्यते लोकः, कर्मणा परिबध्यते ।
आयुःक्षयं न जानाति, तस्माज्जागृहि जागृहि ॥१॥

અર્થ—લોક આશામાં બંધાય છે; કર્મથી વિશેષ બંધાય છે. ( પણ ) આયુષ્ય ઘટે છે તે જાણતા નથી. માટે જાગો, જાગો. ૧

( જાગો=આવરણ ભંગ કરો. )

जन्मदुःखं जरादुःखं जायादुःखं पुनः पुनः ।
अन्तकाले महादुःखं तस्माज्जागृहि जागृहि ॥ २ ॥

અર્થ—જન્મ દુઃખરૂપ છે, વૃદ્ધાવસ્થા દુઃખરૂપ છે, વળી સ્ત્રી ( પુત્રાદિક કુટુંબ જાળ ) દુઃખરૂપ છે, અને અંતકાળે તો મોટું દુઃખ જ છે માટે જાગો, જાગો ૨

कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठन्ति तस्कराः ।
ज्ञानरत्नापहाराय तस्माज्जागृहि जागृहि ॥ ३ ॥

અર્થ—કામ, ક્રોધ, લોભ તથા મોહરૂપી ચોરો જ્ઞાનરૂપી રત્નની ચોરી કરવા માટે શરીરમા ભરાઇ રહ્યા છે. માટે જાગો જાગો ૩

ऐश्वर्यं स्वप्नसंकाशं यौवनं कुसुमोपमम् ।
क्षणिकं चलमायुष्यं तस्माज्जागृहि जागृहि ॥ ४ ॥

અર્થ.—ઐશ્વર્ય સ્વપ્ન સરખુ છે, યૌવન પુષ્પ જેવું છે, આયુષ્ય ક્ષણિક તથા ચંચળ છે માટે જાગો, જાગો

---

## ॥ चतुःश्लोकी भागवत ॥

( ॥ स्क० २ अ० ९ श्लोक० ३२-३५ ॥ )

अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥ १ ॥

અર્થ—સૃષ્ટિ થયા પહેલા હું જ હતો સ્થૂળ તથા સૂક્ષ્મ પ્રપંચ તથા તેનું કારણ માયા એ કંઇ નહોતુ, સૃષ્ટિ થયા પછી પણ હું જ છુ તથા અંતે જે શેષ રહેશે તે પણ હું જ છુ ૧.

## સત્સંગ મહિમા.

साधुनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
कालेन फलते तीर्थं सद्य साधुसमागमः ॥ १ ॥

અર્થઃ—સાધુપુરુષોનાં દર્શન પુણ્યજનક છે, કારણ કે સાધુજનો પોતે તીર્થરૂપ છે તીર્થો (તો) કાળે કરી ફળ આપે છે, પણ સાધુસમાગમ તો તત્કાળ ફળ આપે છે. ૧

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ।
तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठप्रियदर्शनम् ॥ २ ॥

અર્થઃ—દેહધારિઓને, ક્ષણભંગુર હોવા છતાં પણ મનુષ્ય દેહ મળવો એ દુર્લભ છે, તેમાં પણ ભગવાન જેને પ્રિય છે એવા (ભકત)નું દર્શન વિશેષ દુર્લભ છે, એમ હું માનું છું ૨

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यम् ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चित्तं प्रसादयति दिक्षु तनोति कीर्तिम् ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥ ३ ॥

અર્થઃ—સત્પુરુષનો સમાગમ બુદ્ધિની જડતા હરે છે, સત્ય બોલવાનું શીખવે છે, સન્માનની ઉત્તમતા બતાવે છે, પાપ દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન રાખે છે અને દિશાઓમાં કીર્તિને વિસ્તારે છે સત્સંગતિ પુરુષોને શું નથી કરતી. (તે) કહો ૩

तत्संगेन परं प्राप्य दुस्तरं तरतेऽचिरात् ।
तस्मादतिप्रयत्नेन सत्संगं सततं कुरु ॥ ४ ॥

અર્થ:—સત્સંગ વડે પર (બ્રહ્મ)ને પામીને દુસ્તર (સંસાર સાગર)ને શીઘ્રતાથી તરી જાય છે. તે માટે અતિ પ્રયત્નથી સતત સત્સંગ કરો. ૪

---

## સુભાષિત રત્નાવલિ :

शैली दारुमयी लौही लेप्या लख्या च सैकती ।
मनोमयी मणिमयी प्रतिमाष्टविध स्मृता ॥ १ ॥

અર્થ:—ભગવાનની પ્રતિમા પાષાણની, કાષ્ઠની, ધાતુની, મૃત્તિકાદિકની, ચિત્રની, રેતીની, મણિની અને મનોમયી એમ આઠ પ્રકારની કહેલી છે. ૧

न काष्ठे विद्यते देवो न पाषाणे न मृन्मये ।
भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥ २ ॥

અર્થ:—દેવ કાષ્ઠમાં નથી તેમ પાષાણ કે મૃત્તિકાની વસ્તુમાં નથી; (પૂજકના) ભાવમાં દેવ છે. માટે (ફળ મળવામાં ખરૂં) કારણ "ભાવ"જ છે. ૨

नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये रवौ ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥ ३ ॥

અર્થ:—હે નારદ, હું વૈકુંઠમાં નથી વસતો, તેમ યોગિઓના હૃદયમાં અથવા સૂર્યમાં નથી વસતો. (કિંતુ) મારા ભક્તો જ્યાં મારા ગુણગાન કરતા હોય ત્યાં ખડો થાઉ છું. ૩

संगो हि बाध्यते लोके निःसंगः सुखमश्नुते ।
तेन संगं परित्याज्यः सर्वदा सुखमिच्छता ॥ ४ ॥

અર્થઃ—આ લોકમાં સંગજ બાધ કરે છે; સંગરહિત પુરુષ સુખ મેળવે છે, માટે સુખને ઇચ્છનાર પુરુષે સર્વદા સંગનો પરિત્યાગ કરવો. ૪

संगः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सतां संगो हि भेषजम् ॥५॥

અર્થઃ—સર્વ કોઇએ સંગ ત્યજવો યોગ્ય છે, જો સંગ ત્યજવો શક્ય ન હોય તો સંતપુરુષોનો સંગ કરવો જોઇએ. કેમકે સંતોનો સંગ એજ (દુઃખ નિવારવાનું) ઓસડ છે. ૫

कामः सर्वात्मना हेयो, हातुं चेच्छक्यते न सः ।
मुमुक्षां प्रति कर्तव्यः, सैव तस्यापि भेषजम् ॥ ६ ॥

અર્થઃ—કામ (ઇચ્છા) સર્વ પ્રકારે પરિત્યાગ કરવા યોગ્ય છે. જો તેનો ત્યાગ કરવામાં સમર્થ ન હોય તો ઇચ્છા મોક્ષને માટે જ કરવી. મોક્ષની ઇચ્છા એ અન્ય સાંસારિક પદાર્થોની ઇચ્છાને નિવૃત્ત કરવાનું ઓસડ છે. ૬

मनः एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।
बन्धाय विषयासक्तिं मुक्त्यै निर्विषयं मनः ॥ ७ ॥

અર્થઃ—મનુષ્યોને બંધ તથા મોક્ષનું કારણ મન જ છે. વિષયમાં આસક્ત રહેલું મન બંધનો હેતુ બને છે અને નિર્વિષય-વિષય પરાઙ્મુખ મન મુક્તિનો હેતુ બને છે. ૭

यत्करोमि यदश्नामि यज्जुहोमि ददामि यत् ।
तपस्यामि वार्ष्णेय तत्करोमि त्वदर्पणम् ॥ ८ ॥

અર્થઃ—હે, કૃષ્ણ, જે કાંઇ હું કરું છું, ખાઉં છું; હોમું છું, કરું છું તથા તપ કરું છું તે તમને અર્પણ કરું છું. ૮

ॐ तत्सत् ॥ शांतिः शांतिः शांतिः ॥